મારા સ્નેહમૂર્તિ ગુરુજી

સ્વર્ગસ્થ જાલભાઈ દોરાબજી ભરડાના

પુણ્યસ્મરણને

અર્પણ

જન્મ: તા. ૧૬–૨–૧૮૬૪ ઈ.　　　મરણ: તા. ૧૨–૭–૧૯૨૧ ઈ.

## સ્વ. જાલભાઈ દોરાબજી ભરડાના પુણ્યસ્મરણને

• ઘોળ •

મારા નેહનમન તમ ચરણે, ગુરુજી ! નિત્ય હો !
જ્યાં હો નિર્મળ તમ આત્માનું નંદનધામ •
પળપળ તરતી રહે તમ પ્રતિમા અંતરલોચને,
સ્નેહલ જાલતણું રસના રટતી રહે નામ •
મારા નેહનમન તમ ચરણે, ગુરુજી ! નિત્ય હો !

પ્રભુના પુણ્યપથે જ અહોનિશ પદ તમ દોરવ્યા,
અમ અંગુલિ પણ એ જ પથે રાખી તમ હાથ,
દૂરસુદૂર ઝગંતી જ્યોતિ પરમ વિજ્ઞાનની,
ત્યાં તમ દૃષ્ટિ અચૂક રહી તમ પગલાં સાથ !
મારા નેહનમન તમ ચરણે, ગુરુજી ! નિત્ય હો !

સાદું, સીધું, સુધું હૃદય સદા સ્નેહે ભર્યું,
દોરંગી દુનિયાના કૂડ કપટથી દૂર,
ઉન્નત આદર્શોનાં સ્વપ્ન સદા સેવ્યાં ઉરે,
તેનાં નીતર્યાં નયને અદ્ભુત નૌતમ નૂર !
મારા નેહનમન તમ ચરણે, ગુરુજી ! નિત્ય હો !

•

દીધાં મોંઘાં વિદ્યાદાન હજારો શિષ્યને,
  નિજ નિજ પાત્ર સમું સૌને દીધું રસજ્ઞાન;
આભ ઉઘાડી નવનવ જ્યોતિફળો ત્યાં દાખવ્યાં:
  ગુરુજી! કેમ કરી ભૂલાશે એ તમ દાન?
  મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

પૂર્વે અને પશ્ચિમમાં બન્ને કર્ણે ધારતી
  પૂનમે રવિચંદ્રાકુંડલને પૃથ્વી જેમ,
પૂર્વ અને પશ્ચિમની સદ્વિદ્યા ને સંસ્કૃતિ
  શુભ સંયોગે શોભી તમ જીવનમાં તેમ!
  મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

અમ ઉરમાં ખડક્યાં'તાં ઘન આષાઢી મેઘશાં,
  ત્યાં તમ કિરણે ગૂંથ્યા ઇંદ્રધનુષના રંગ;
તમ શબ્દસ્પર્શે ઉઘડી લીલા નવવ્યોમની,
  અમ જીવનનગથી ફૂટી નીકળી નવગંગ!
  મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

જડઆંખરની ખીણે ભટકી શબ્દો ખૂંદતો,
  ત્યાંથી ઊંચકી મુજને મૂકયો પર્વતશીર;
બીડી પાંખ ઉઘાડી ઊડવા શીખવ્યું સાયમાં,—
  આજે તો ઊડું જઈ સુરગંગાને તીર!
  મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

સંધ્યાકરથી લાખો જ્યોતિ નભે સળગી રહે,
તમ કરથી સળગી ત્યમ કૈક જીવનની જ્યોત;
ઝળહળતા ભાગ્યાક્ષર કેકતણા ઝબકી ઊઠ્યા,
જીવનવ્યોમ દીઠો નવચેતનનો ઉદ્યોત!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

સુખમાં સુખ તો તમે ગણ્યું બસ વિદ્યાદાનમાં,
દુખમાં દુખ જીવનમાં દેખાડ્યું અજ્ઞાન;
રવિશાં તેજે ને તાપે તમ નયન ઝગારતાં,
પણ ઉરથી સહુ પામ્યાં ચંદ્રસુધારસપાન!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

કૈક વસંત અને હેમંત વહી ગઈ પૃથ્વીએ,
તમ જીવન તો ધન્ય વિરાજે પ્રભુઉરમાંય;
એ કલ્યાણપથે પદ ધરતી આ "કલ્યાણિકા"
તમ ચરણે મૂકી હું થાઉં કૃતાર્થ સદાય!
મારાં નેહનમન તમ ચરણે, ગુરુજી! નિત્ય હો!

## પ્રસ્તાવના

જીવનનો કલ્યાણપંથ પ્રભુધામ આગળ જ પૂરો થાય છે. એ પંથના વટેમાર્ગુને તો એ ધામનો પ્રકાશ સદા પોતા તરફ આકર્ષ્યા કરે છે. સાચા કવિની આંખ એ પ્રકાશબિંદુના વેધમાંથી કદી ચૂકતી નથી. કવિની ભાવોર્મિ, ભાવના, કલ્પના અને બુદ્ધિ જ્યારે એકરસ બને છે, ત્યારે એ પ્રકાશના કિરણોને ઝીલીને પોતાની વાણીના લોલકમાં તેના વિવિધ રંગો પ્રકટાવી સૌને એ પ્રકાશનો બોધ તેમજ તેનો આનંદ તે આપી શકે છે. બધી જીવનસરિતા પરમાત્મસાગર ભણી જ વહે છે, અને એ જ તેનો કલ્યાણપંથ છે. આ સંગ્રહમાંના કાવ્યોનો કે ભજનગીતોનો પ્રવાહ એજ માર્ગે વહ્યો છે, કુદરતી રીતે જ વહ્યો છે. અને એ ભજનોના કવનકાળમાં કવિહૃદયે જે જોયું છે, અનુભવ્યું છે, અને તેને વાણીમાં મૂર્તસ્વરૂપ આપ્યું છે, તે એ કલ્યાણપથના વટેમાર્ગુને કોઈક રૂપે રીતે પણ સહાયક અને આનંદદાયક બનશે, તો તે કવિહૃદયને સંતોષકારક જ થશે.

મારી " ભજનિકા " પ્રકટ થયાને દસ વર્ષ વીતી ગયા છે. તેમાંનાં ઘણા ભજનો મેં અનેક ઠેકાણે ગવાતા સાંભળ્યા છે. આ દસ વર્ષમાં મારા બીજા નાના મોટા કાવ્યો સાથે જે ભજનો પણ રચાયા છે, તેનો આ સંગ્રહ " કલ્યાણિકા " નામે પ્રકટ થાય છે. ગુજરાતના અશિક્ષિત, અર્ધશિક્ષિત, સુશિક્ષિત, વિદ્વાન, રસિક અને રસજ્ઞ, એમ તમામ વર્ગને આમાંના એક યા વધુ ભજનો કાંઈ ને કાંઈ આનંદ આપી પ્રભુના કલ્યાણ પંથની વિશેષ ઝાંખી કરાવશે, એવી શ્રદ્ધા હું રાખું છું.

આ શ્રદ્ધા અકારણ નથી. મારી કવિતાની પ્રાસાદિક સરળતાને લીધે તેમાં જાણે કશું રહસ્ય છે જ નહી, એમ માની લઈને કેટલાક વિવેચકો થોડીકને ઉત્તમ કહી બીજીને અવગણે છે. પણ મારા અનેક કાવ્યસગ્રહો પ્રકટ થયા છે, તે પર જે વિવેચનો અનેક વ્યક્તિઓ તરફથી થયા છે, તેમાંથી એક વિચિત્ર સાર મેં તારવી કાઢ્યો છે. એ બધા વિવેચનો એકબ

કર્યા પછી તેમાં ગણાવેલી ઉત્તમ કવિતાઓની તથા તેમાં આપેલાં ઉત્તમ ઉદાહરણ રૂપ અવતરણોની તારવણી કરતાં તેમાં લગભગ બધી જ કવિતાઓ સમાઈ જાય છે ! એ બતાવે છે કે વિવેચકોની રુચિ અને કાવ્યરસના કેટકેટલી ભિન્ન છે ! એ દેખાડે છે કે જુદી જુદી કવિતાઓ જુદા જુદા વિવેચકોના મનબંધારણને અનુસરીને જ તેને સ્પર્શે છે, એટલું જ નહીં પણ પ્રથમ બેઠકે એક કવિતા એક વિવેચકને સામાન્ય પ્રતિની લાગે, તે જ કવિતા વળી કોઈ અન્ય બેઠકે એ જ વિવેચક તે કવિતામાંના ભાવને અનુકૂળ સ્થિતિમાં હોય તો તેના હૃદયને સ્પર્શે છે, અને પછી તેમાંનું રહસ્ય તેને જડી આવે છે, કે બીજા કોઈ વિવેચક મિત્ર તે તેને બતાવે ત્યારે તે તેની ખૂબી જોઈ શકે છે. હું તો પ્રત્યેક સંગ્રહમાં સમાજના બધા વર્ગોને ગોઠે ને કોઈ કવિતા આનંદ આપી શકે એ વાત ધ્યાનમાં રાખીને બધી જાતની કવિતા, સરળ ભાવ વિચારથી માંડીને ઊંડામાં ઊંડા રહસ્યવાળી દાખલ કરું છું.

આ વેળા આપણા હાસ્યરસના પ્રસિદ્ધ લેખક તેમજ વિવેચક મારા સ્નેહી ભાઈ શ્રી જ્યોતીંદ્ર હરિહર દવેએ આ સંગ્રહમાંના કાવ્યો પર "ટિપ્પણ" લખ્યું છે, તે આશા છે કે પ્રાકૃત વાચકને તેમજ અધ્યાપકોને ભાવાર્થ સમજવામાં સહાયરૂપ થશે. ભાઈ શ્રી જ્યોતીંદ્રના એ માયાળુ બંધુકાર્ય માટે હું આભારી છું.

પરમાત્માએ મારા પર ઘણી મહેર ઉતારેલી છે. એ મહેરથી જ હું મારો કલ્યાણપંથ જોઈ શક્યો છું. આ "કલ્યાણિકા"માંના કાવ્યો એ માત્ર કલ્પનાનું પરિણામ નથી, પણ મારા આધ્યાત્મિક અનુભવોનો સાચો નિચોડ છે. પ્રભુએ જે સંદેશ મને પહોંચાડ્યો છે, તે મારી નિર્બળ વાણીમાં ઝીલીને મારાં બહેનો બંધુઓને હું આ રાહે અર્પણ કરું છું. આ "કલ્યાણિકા" તેમના કલ્યાણપથમાં કાંઈક પણ સહાયરૂપ થાય અને એ માર્ગે આનંદસ્વરૂપ બને, એ જ મારી પ્રાર્થના છે.

૭૮૮, પારસી કોલોની, દાદર, મુંબઈ
તા. ૧ લી જુલાઈ ૧૯૪૦ } અરદેશર ફરામજી ખબરદાર

## અનુક્રમણિકા

## થાળની ભેટ

• રાગ ભૈરવી—તાલ ત્રિતાલ •

મારી આ થાળ સ્વીકારો, કૃપાઘન!
મારી આ થાળ સ્વીકારો!—(ધ્રુવ)

વિવિધ વૈચિત્ર્ય ભર્યું તમ વિશ્વે,
શોધ્યે જડે નહીં આરો;
કાંધે આ કાવડ મૂકી બધેથી
ઝીલી મેં કંઈ રસધારો :
કૃપાઘન! મારી આ થાળ સ્વીકારો! 1

સૂરજ ચંદ્ર ને તારકમાંથી
ચૂંટ્યા મેં ચેતનતારો;
સ્વર્ગંગામાં ડૂબકી ભરી હું
લાવ્યો આ મોતી હજારો!
કૃપાઘન! મારી આ થાળ સ્વીકારો! 2

તીરથ તીરથ અટણ કર્યું મેં,
    સૌ તમ રૂપવિહારો :
અંજલિ અંજલિમાં અમી એ લઈ
    થાળે ભર્યો રસ ન્યારો :
    કૃપાઘન ! મારી આ થાળ સ્વીકારો ! ૩

આંખે ઝર્યાં વેદનામૃતે જાગ્યો
    હ્રદયકમળરસ મારો ;
મારું અમી એ જડે ન બીજે કહીં :
    દયો, દયો, હે નાથ, ઉદ્ધારો !
    કૃપાઘન ! મારી આ થાળ સ્વીકારો ! ૪

## અમૃત તૃષા

• ૫૬* •

આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે!
    સતના તરસ્યાને રાખો અંગે રે!
ભારે આ અમૃતની તૃષા છે લાગી રે,
    ઉરના અંગાર જળે અંગે રે!
    આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે! ૧

સારા સંસારનાં આ બળતાં ભભૂકતાં રે
    ચૌદે બ્રહ્માંડ બાળી નાખે રે;
ધગધગતું જીવનનું વન આ રહે ધીખી રે,
    પડે ત્યાં શોષ અંગે આખે રે:
    આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે! ૨

પૃથ્વીને વીંટી મહાસાગરો ઊછળે રે,
    નવસેં નદીઓ મારે આંટા રે;
કોટિક ધારે વરસે મેહુલો માથે રે,
    તોય પડે છે કંઠે કાંટા રે!
    આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે! ૩

* “ મનને ચડાવી મેરું ચાકડે રે ” —એ પ્રભાતની રાહ.

અમે તો હંસલા રે ઊંચેરા દેશના રે,
    ધગતી ધરાએ ઊતર્યાં ક્યાંથી રે!
આભની પાર રહ્યાં સરવર અમારાં રે,
    તૃષા અમારી છિપે શાથી રે?
    આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે! ૪

લગની લાગી છે એક અમૃતના નામની રે,
    ભરી ગંગાજી યે સુકાશે રે;
અલખ સરોવરમાં અંજલિ ભરીને રે
    કોણ અમૃત અમને પાશે રે?
    આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે! ૫

વિષમ છે વેદના એ અમૃત તૃષાની રે,
    ધખે જીવન રણ જેવું રે:
ભવોભવ કેરી તૃષા અદલ છિપાવે રે,
    આપો અમૃત કોઈ એવું રે!
    આવોને સંતો! આવો, સાહેબના ઓલિયા રે! ૬

## પ્રભુપ્રેમના પાગલ

• રાગ જંગલો—દેશી* •

અમે રે પાગલ પ્રભુપ્રેમના!
નહીં જાણીએ અન્ય જી;
ઘટમાં જામી ગઈ ઘેલછા,
તેનું તાન અનન્ય જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૧

ઉર રે વીંધાયું ઊંડું ઘણું,
ધૂન લાગી છે લાખ જી!
જગત જળાવીને તેહની
ચોળી તન પર ખાખ જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૨

માલ મલીદા ન માગિયે,
ટુકડા રોટીનું ખાજ જી;
ફાટી તૂટી કથા ગોદડી:
એજ છે અમ રાજ જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૩

મહેલ મંદિર ને માળિયાં,
ગમે નહીં ઘરબાર જી!
પૃથ્વી લીલાભરી પોઢવા,
આભ ઓઢવા છે સાર જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૪

*"જનની જીવો રે ગોપીચંદની,"—એ ભજનની રાહ.

ડાહી તમારી દુનિયા ઘણી,
એનું ડહાપણ અબોલ જી:
પ્રભુના ઘેલા અમે ઘૂમિયે,
એમાં જ અમને કલ્લોલ જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૫

શું કરીએ વિશ્વરૂપ વસ્ત્રને,
મેલું કરી દે અંગ જી;—
એ વસ્ત્રના પહેરનારશું
અમને લાગ્યો છે રંગ જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૬

અંધારે ચાલે સહુ તારલા,
ઝબકે ઘેલાતૂર જી;
અમને યે અંધારાં એ ગમે,
નયને ઊગ્યાં કો નૂર જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૭

હદ છોડી બેહદમાં ગયા,
જીભે કહ્યું નહીં જાય જી:
ડાહ્યાં રે હો તો નવ આવશો
અદલ આ પાગલોમાંય જી!
અમે રે પાગલ પ્રભુપ્રેમના! ૮

•

## રસરેલ

• ગઝલ •

અખંડ એક ધાર અજબ કો વહી રહી,
ખુલી ખુદાઈ ત્યાં જુદાઈ કો નહીં રહી! ૧

ભિંજાય સકળ ખલક ત્યાં ન ઝલક કો જુદી,
કરોડ આંખ નૂર તો એકજ ગ્રહી રહી! ૨

અનંતમાં ઝગી રહ્યા અગણિત તારલા,
ન આંખ તેની કો કથા જુદી કહી રહી! ૩

ન સૂર્યજ્યોતિ જેવું કે ન ચંદ્રિકા સમું,
અનામી નૂર એવું ખલક સૌ ચહી રહી! ૪

રસે રમાય જ્યાં બધું જ સમરસે શમી,
ન આભ અવનિ કેરી ભિન્નતા તહીં રહી! ૫

ન દિવસ, રાત, કાળ, સ્થાન, રંગ, રૂપ કો:
અખંડ એકતાર લહર એ મહીં રહી! ૬

ધગે ન ધોમ કે ન ભોમ શીતથી ધ્રૂજે,
તૂટેલ તારને જ એ થીજી દહી રહી! ૭

અનંત વિશ્વમાં સમાય દેવજ્યોતિ એ,
દશે દિશાથી સ્નેહધોધ શી સહી રહી! ૮

ડૂબ્યાં અપૂર્ણ એ રસે, તર્યાં જ તે બધાં:
અચૂક અમર બુટ્ટી એવી છે જહીં રહી! ૯

ઉતારી દેહપટ જુઓ બધું જ બ્રહ્મ આ!
અદલ જુદાઈ ત્યાં પછી કોની કહીં રહી? ૧૦

## આત્માનો સગો

• રાગ માંડ—તાલ લાવણી—હીંચ •

મારા આત્માનો સગો તું નાથ! સાહ્ય રે:
માર્‌ું મન તુંહીં તુંહીં તુંહીં તુંહીં થાય!
મને મૂકીને તું ક્યાં ન કહી જાય રે:
માર્‌ું મન તુંહીં તુંહીં તુંહીં તુંહીં થાય!–(ધ્રુવ)

અંગનાં સગાં સૌ મારાં દૂર થયાં કે
પાસે રહ્યાં ન પરખાય:
હૈયું રડી રડી આખર કહ્યું આ,
સાચો સગો તો તું જ થાય રે!
માર્‌ું મન તુંહીં તુહીં તુંહીં તુંહીં થાય! ૧

માટીની મૂર્ત્તિ ને વેણુનાં વહાલુડાં,
દુનિયા ભરી ભરમાય:
ચિત્તનાં ચેતન નહીં અજવાળે આંખને,
તેને તું કેમ દેખાય રે?
માર્‌ું મન તુંહીં તુંહીં તુંહીં તુંહીં થાય! ૨

ચાંદરણે ચાંદલાની ચંદની હુલાતી,
આવ્યે અમાસ અંધરાય :
નહોતી એ ચાંદલાની જ્યોતિ તો આત્મની,
અવનિ અંધારે અકળાય રે!
મારું મન તુંહીં તુંહીં તુંહીં તુંહીં થાય! ૩.

સામે જોતાં હું તારું ચેતન ચીનું ને
પાસે હું જોઉં તારા પાય :
મારો સગો તું મને મૂકી ન જાય, નાથ!
મૂકી તને હું જાઉં ક્યાંય રે?
મારું મન તુંહીં તુંહીં તુંહીં તુંહીં થાય! ૪

## દર્શનની ઝંખના

• રાગ સારંગ–તાલ દાદરો* •

કેમ પામું રે કેમ પામું મારા નાથનાં દિદાર?
સંત બોલો રે સંત બોલો, દીઠો નાથને કો વાર?–(ધ્રુવ)

ઉરે ઉદધિ ઉભરાય, એક તાનમાં તણાય:
ઊઠે અણગણ્યા તરંગ, ઊઠી ઊઠી થાય ભંગ:
ઊર્મિ ભરે આભે ફાળ, તોય મળે ના કો ભાળ:
કૂદી કૂદી રે કૂદી કૂદી અંતે વિરમવું કિનાર!
કેમ પામુ રે કેમ પામું મારા નાથનાં દિદાર? ૧

ઊડે વીજળીની પાંખ, ત્યાં હું બેસી માંડું આંખ;
વીંધું આભનાં ઊંડાણ, ખોદું સૃષ્ટિઓની ખાણ;
કૈક રત્ન આવે હાથ, પણ ન જોઉં ક્યાંહિં નાથ;
આવે આવે રે આવે આવે હાથે મટ્ટી ને અંધાર!
કેમ પામું રે કેમ પામું મારા નાથનાં દિદાર? ૨

સૂર્ય ચંદ્ર કેરી પીઠ, બેસી જાઉં હું અદીઠ;
કિરણ કિરણ ખોળી જોઉં, નભનવીનતાએ મોહું;
બોળું હાથ આભનીર, કંઇક ખેંચી લાવું તીર:
નાથ ક્યાં છે રે નાથ ક્યાં છે? આ તો વધ્યો વ્યર્થ ભાર!
કેમ પામું રે કેમ પામું મારા નાથનાં દિદાર? ૩

*"વીજ ચમકે રે વીજ ચમકે મીઠા મેહુલાની માંહ"–એ રાહ.

આલુ વાયુ કેરા વાળ, ફૂંકુ સ્વર્ગ ને પાતાળ,
ઊડે કાળ કેરી રાખ, ખુલી જાય ભેદ લાખ,
ખોલે આખ જરી આશ, હવે થશે આ પ્રકાશ
ભૂંદ્યો ભૂંદ્યો રે ભૂંદ્યો ભૂંદ્યો, ફૂંકી હોલવ્યા અગાર!
કેમ પામુ રે કેમ પામુ મારા નાથના દિદાર? ૪

ગૂંથી તારકોની વેલ, સ્વર્ણફળફૂલે લચેલ,
પ્રાણપખીડાના બોલ, મહી કરી રહે કલ્લોલ,
કહિંક નાથ કેરી છાય, પલક પલકીને છુપાય
શોધુ શોધુ રે શોધુ શોધુ, આવે ક્યાથી એ પલકાર!
કેમ પામુ રે કેમ પામુ મારા નાથના દિદાર? ૫

ઉષા સધ્યા કેરે કુડ, મેઘમાળ કેરે ઝુડ,
ઇદ્રધનુ તણે મહેરાણ, રજની દિવસને કિતાણ,
જેના હાસ્ય રહે રેલાઈ, તે જ ક્યા ગયો છુપાઈ?
ક્યારે ક્યારે રે ક્યારે ક્યારે ફળશે ભક્તના ચિતાર?
કેમ પામુ રે કેમ પામુ મારા નાથના દિદાર? ૬

હશે ભીતરે કે બહાર? એનો કલ્પુ શો આકાર?
હુમા તુમા સૌમા એ જ, ક્યાથી નોખુ જોવુ તેજ?
વસ્યો કીકીમા મનાય, ક્યા તું અન્ત જોવા જાય?
કોઈ ખોલો રે કોઈ ખોલો મારી કીકીના રે દ્વાર!
કેમ પામુ રે કેમ પામુ મારા નાથના દિદાર? ૭

## તદ્રૂપતા

• પદ* •

નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે,
મુખે વસીને મીઠું હાસે રે;
હૈયામાં વસી એ તો આનંદ હુલાવે રે,
બોલે સોહમ્ વસી શ્વાસે રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૧

અલખ વિના રહે આકાશ અંધું રે,
સાહેબ વિના બધું સૂનું રે;
જ્યોતિ વિહોણું ક્યાંથી જીવન જાગે રે,—
એક વિનાનું બહુ ઊણું રે:
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૨

એના ઘુમાવ્યા બહુ ઉડુગણ ઘૂમે રે,
એની વહાવી વહે ગંગા રે;
એનાં દોડાવ્યાં દોડે ભાગ્ય ને બુદ્ધિ રે,
ઊડે અણુપાંખા ને અપંગા રે:
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૩

*"મનને ચડાવી મેલ્યું ચાકડે રે"—એ ભજનની રાહ.

પૃથ્વી આકાશ બધું પ્રભુથી પૂર્યું રે,
અણુ યે નથી કોઈ ખાલી રે;
કોડી ન કિંમત આ દેહની આવે રે:
એ છે અમૃત, હું તો પ્યાલી રે!
નેણામાં વસી મારો સાહેબ ટમકે રે. ૪

અલખ નામનો છે એકડો એ તો રે,
લાખ મીંડાંનું મૂલ અંકાવે રે;
અલખ વિના નહીં લખ કોઈ લહેરે રે,
હુ ને મારું ત્યાં શું મનાવે રે?
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૫

ભીતર એ ટોકી રહે છાનો ને છપનો રે,
બહાર રહે રગેરગે છાઈ રે;
જડ ને ચેતન કેરું નૂર જ છે એ તો રે,
સાચી છે એની જ સગાઈ રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૬

આત્મે હીંચોળી મારો સાહેબ હુલાવું રે,
હૈયે માલિક મારો રાખું રે;
નેણાંમાં નાથ મારો મભર સમાવું રે,
અદલ તદ્રૂપ જીવન આખું રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૭

## તદ્રૂપતા

• પદ* •

નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે,
મુખે વસીને મીઠું હાસે રે;
હૈયામાં વસી એ તો આનંદ હુલાવે રે,
બોલે સોહમ્ વસી શ્વાસે રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૧

અલખ વિના રહે આકાશ અંધું રે,
સાહેબ વિના બધું સૂનું રે;
જ્યોતિ વિહોણું કયાંથી જીવન જાગે રે,—
એક વિનાનું સહુ ઊણું રે:
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૨

એના ઘુમાવ્યા સહુ ઉડુગણ ઘૂમે રે,
એની વહાવી વહે ગંગા રે;
એનાં દોડાવ્યાં દોડે ભાગ્ય ને બુદ્ધિ રે,
ઊડે અણપાંખા ને અપંગા રે:
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૩

*"મનને ચડાવી મેલ્યુ ચાકડે રે"—એ ભજનની રાહ.

પૃથ્વી આકાશ બધું પ્રભુથી પૂર્યું રે,
અણુ યે નથી કોઈ ખાલી રે;
કોડી ન કિંમત આ દેહની આવે રે:
એ છે અમૃત, હું તો પ્યાલી રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૪

અલખ નામનો છે એકડો એ તો રે,
લાખ મીંડાંનું મૂલ અંકાવે રે;
અલખ વિના નહીં લખ કોઈ લહેર રે,
હુ ને મારું ત્યાં શું મનાવે રે?
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૫

ભીતર એ ટોકી રહે છાનો ને છપનો રે,
બહાર રહે રંગેરંગે છાઈ રે;
જડ ને ચેતન કેરું નુર જ છે એ તો રે,
સાચી છે એની જ સગાઈ રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૬

આત્મે હીંચોળી મારો સાહેબ હુલાવું રે,
હૈયે માલિક મારો રાખું રે;
નેણાંમાં નાથ મારો સભર સમાવું રે,
અદલ તદ્રૂપ જીવન આખુ રે!
નેણાંમાં વસી મારો સાહેબ ટમકે રે. ૭

# સત્યની શોધ

• ગરબી—રાગ દેશ •*

ક્યાં જઈ શોધું તારું સત્ય સકળ સંસારમાં રે?
હરિ! દગ વાર મા રે!—(ધ્રુવ)

તણખા તણખા ઊડતા વ્યોમે,
તણખા ઝરતા રોમે રોમે;
નહીં સૂર્યે સોમે પણ ગ્રહ્યું અંધકારમાં રે:
હરિ! દગ વાર મા રે! ૧

મંદિર કે મસ્જિદ કો ઠામે
નવ દીઠું આતશબહેરામે,
ગામે નગરે કે નવ સંતાગારમાં રે:
હરિ! દગ વાર મા રે! ૨

પુષ્પતણો પમરાટ પરાગે,
તારકજ્યોતિ કિરણભર જાગે;
કેમ ન લાગે ઝળતું સત્ય દિદારમાં રે?
હરિ! દગ વાર મા રે! ૩

રત્ન છુપાઈ રહે કો ખાણે,
અગ્નિ ભરાઈ રહે કો પહાણે:

* "કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે,"—એ ચાલ.

કોણ ઉઘાડી જાણે ઉર અંધારમાં રે?
હરિ! દગ વાર મા રે! ૪

લજ્જાળુ લલનાશી લપાતી
વીજ પલક ઝબકી સંતાતી,
'આ કહી આંખ ઠગાતી જોતાં વારમાં રે!
હરિ! દગ વાર મા રે! ૫

શોધું ત્યાં તો નીકળે ચાલી,
પકડું પણ મુજ કર રહે ખાલી:
યુગયુગ રહે શું એજ પ્રણાલી સારમાં રે?
હરિ! દગ વાર મા રે! ૬

દશદિશામાં કે અંતર શોધું;
હું જ ન જાણું ત્યાં શું ઔધું?
નોંધું જીવનકળ શું પળપળ હારમાં રે?
હરિ! દગ વાર મા રે! ૭

પડતું પડતું અંતર લડશે,
પડપડ દિવ્ય દિગંત ઊઘડશે:
તું, હરિ! જડશે પછી તો એ ઉચ્ચારમાં રે!
હરિ! દગ વાર મા રે!
ક્યાં જઈ શોધું તારું સત્ય સકળ સંસારમાં રે? ૮

## દિશાસૂચન

• રાગ ઠુમરી—તાલ ત્રિતાલ* •

સંત વિના કોણ બતાવે પ્રભુપંથ?
લાખ ભલે પઢો ગ્રંથ :
સંત વિના કોણ બતાવે પ્રભુપંથ?—(ધ્રુવ)

સૂર્ય મધ્યાહ્નને આવીને થંભે,
થંભે જ્યોતિનિશાન :
પૂર્વ ભણ્યા વિણ દિશ સૂઝે નહીં;
ક્યાંથી ઊગે ઉર જ્ઞાન?
સંત વિના કોણ બતાવે પ્રભુપંથ? ૧

સાગર દોડે મળવા સરિતને,
સરિત મળવા પહાડ;
પહાડ ઊઠે પાતાળ પકડવા,
પણ બધે ઊભી આડ :
સંત વિના કોણ બતાવે પ્રભુપંથ? ૨

"કંથ બિન રહી અકેલી મોરી જાન."—એ રાહ.

પવન આવે, ડાળ હલાવે,
પુષ્પ કરે મૃદુ નૃત્ય;
પુષ્પે પતંગિયું બેઠું ત્યાં ડોલે,
શું જાણે એ સત્ય?
સંત બિના કોણ બતાવે પ્રભુપંથ? ૩

તિમિર ચળકે, પૃથ્વી પીગળે,
સાગર ઘન થઈ જાય:
લાખ દિશાનાં, લાખ નયનનાં,
પડ આ ઊતરે ક્યાંય?
સંત વિના કોણ બતાવે પ્રભુપંથ? ૪

ગગને બહુન રહ્યું બાથ ન આવે,
તોય વીંધી દે સોય·
એક જ શબ્દે, એક જ સાને,
અંધ નયન પથ જોય!
સંત વિના કોણ બતાવે પ્રભુપંથ? ૫

વાદળ ઘેરાં ઘેરે ગગનને,
ઘોર બને અંધાર·
સૂર્ય વિના તો કોણ કરે ત્યાં
અદ્‌ભુત ધનુઝલકાર?
સંત વિના કોણ બતાવે પ્રભુપંથ? ૬

## પ્રભુની સ્નેહઠગાઈ

(ધોળ)

જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું!
એને આગળ કરી તું ગુપ્ત રહે શું દૂર?
તારી લાખ લીલામાં સર્વે રહ્યા લોભાઈને,
પણ મુજને તો જોઇએ એક જ તુજ ઉરનૂર.
 જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૧

તારો સૂરજ આવી બાંધે તેજકિરણ વડે,
તુજ તારા અમને તમજાળે ઘમડી જાય;
હું તો તેજ તિમિર વચ્ચે મુજ આંખો ઠેરવું,
તારી છાય જરા પકડું કે તું લોપાય!
 જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૨

તુજ સંદેશા જેવા ગગને ઘન ઘૂમી રહે,
તારાં ઘોર નગારાં વાગી રહે આકાશ;
અમૃતબિંદુ પડે ટપકી તુજ પ્રેમળ પાત્રથી,
ભીંજવે ભૂમિ, પરંતુ ભીંજાય ન મારી આશ:
 જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૩

તારી વીજલપાંખ ઊડી રહે વાદળ વાદળે,
પળમાં ઝબકાવી જગવે સૂતા અંધાર;
તારાં સ્વર્ગતણાં દ્વારોના ઢાંકઉઘાડ એ
આંજે સૌને, પણ ક્યાં છે તુજ અંતરદ્વાર?
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૪

રંગેરંગભર્યાં આભે તારાં પગલાં પડે,
જાણે એ પૂઠે પડતાં જડશે તુજ વાટ;
ઘડીના રંગો એ જગને ઝૂલવી રહે; પણ હું તો
માગું તુજને,—નહીં તુજ વસ્ત્રોના ઝળકાટ!
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૫

તારી માયાનાં નખરાં મોહી રહે સર્વને,
મારું મનુજહૃદય સપડાય તહીં ઘડી એક;
તારા ઠેકા ત્યાં સુણતાં જાગે ફરી આત્મ મુજ;—
આ તો તું નહીં, તારી છે પ્રતિમૂર્ત્તિ અનેક!
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૬

જીવનભર આવાં જ રમકડાંથી શું રાચવું?
અમારે રોવું ને તારે જોવું સંતાઈ?
તું શું નવાં નવાં આપે તે નહીં ભાંગી જશે?
જા રે!–આ તો તારી શાશ્વત સ્નેહઠગાઈ!
જા રે પ્રભુ! આ તારું જગત નથી રે જોઈતું! ૭

તારી દિશા દિશાના પડદા માંડું ખોલવા,
મારા રંગ બધા ધોઈ નાખું રસલોલ;
ઠોકી ઠોકી તારાં દ્વાર તને પજવું હું ચે,
તારી પાસ અદલ બોલાવી દઉં એક બોલ!
ત્યારે પ્રભુ! જોજે હસી પડશે મુજ બળ જોઈ તું! ૮

# પ્રભુનો જ સાથ

• રાગ માંડ—તાલ દાદરો •

તારાં સ્વર્ગને શું કરું, નાથ હો?
મને એક જ તારો સાથ!—(ધ્રુવ)

પૃથ્વી પાતાળ આકાશ મેં શોધ્યાં,
શોધ્યા વિશ્વપ્રકાશ;
ઓછાં અધુરાંને શું કરું, આખર
ઓછી અધુરી રહે આશ રે:
મને એક જ તારો સાથ! ૧

નવમે આકાશે મૂકું મુજ સીડી,
વચ્ચે મૂકયે શું થાય?
નાનાં મોટાં તુજ સ્વર્ગ હો ત્યાં, પણ
સુખની એ કેવળ છાંય રે:
મને એક જ તારો સાથ! ૨

લાખો હો સૂર્યો ને લાખો હો સૃષ્ટિ,
લાખો હો સ્વર્ગનાં ધામ!
સર્વને છાઈ રહ્યો અંધાર, ત્યાં
કયાં જઈ શોધું આરામ રે?
મને એક જ તારો સાથ! ૩

બુંદ પડે કે માવઠું, પણ
    પાકે નહીં કો પાક;
હું તો ભરભર હેલીઓ માગું:
    નાથ! ન ચાલે જરાક રે!
        મને એક જ તારો સાથ! ૪

આપ્યાં સુખ સૌ સ્વર્ગનાં ને
    આપી દિશા ને વાટ:
આત્મ ભરે નભપાર ઉછાળા આ,
    અંતર મારું વિરાટ રે:
        મને એક જ તારો સાથ! ૫

સિંધુમાં પાકે મોતીડાં, એવી
    જાણું અદલ તુજ જ્યોત:
બિંદુ ખરું પણ સિંધુનું, નાથ!
    એક જ તુજ મુજ પોત રે!
        મને એક જ તારો સાથ! ૬

તારાં સ્વર્ગને શું કરું, નાથ હો?
    મને જોઈએ તારો જ સાથ!

નયણાં નચાવતી તારલી
    આવે સરખી સમાણી બહુ ત્યાંય રે:
        તલાવડી દૂધે ભરી રે;
નાની ઘડૂલી ભરી નીસરે,
    ફોરાં વેરી વેરી ન-ધરાય રે!
        તલાવડી દૂધે ભરી રે. ૩

સૂરજદાદા કેરી દીકરી
    આવે ઉગમણે માંડવ રોજ રે:
        તલાવડી દૂધે ભરી રે;
નાહી ભરે કેશ મોતીડે,
    રંગે રંગે રેલાય એના હોજ રે:
        તલાવડી દૂધે ભરી રે. ૪

દસ દસ દિશાએથી ઊડતા
    આવે દિનકરના કિરણહંસ રે:
        તલાવડી દૂધે ભરી રે;
દૂધે અજવાળે અંગને,
    ને મોતી ચરતા ન અટકે અંશ રે:
        તલાવડી દૂધે ભરી રે. ૫

મેહુલિયો મહોરવે મોતીડાં,
ને વીજ હીંચે ગગનને ગોખ રે:
તલાવડી દૂધે ભરી રે;
એ રે તલાવડીએ ઝીલવા
આવે ચૌદે ભુવનના લોક રે!
તલાવડી દૂધે ભરી રે. ૬

ઊંચેરા દેશના હંસલા!
તારે આ શી ચરવી શેવાળ રે?
તલાવડી દૂધે ભરી રે;
દેવી આ દૂધ ને મોતીડાં
તારાં સાચાં છે ભક્ષ્ય રસાળ રે:
તલાવડી દૂધે ભરી રે. ૭

સાવ રે સુધાના વીરા હંસલા!
તારાં સાવ રે સુધાનાં ઝગે તેજ રે:
તલાવડી દૂધે ભરી રે;
દૂધે ઝીલી, ચરી મોતીડાં,
ઊંચે ઊડ્યો જા ઓજસે એ જ રે!
તલાવડી દૂધે ભરી રે. ૮

# દિવ્ય પ્રતિબંધ

• ગરબી* •

મારે લાખ લાખ આંખના પ્રકાશ, હો નાથજી!
તોય મારી આંખમાં શી આંખ જો?
મારે લાખ લાખ સ્નેહના ઉલ્લાસ, હો નાથજી!
તોય વીંઝી કેમ બીડે પાંખ જો?
મારે લાખ લાખ આંખના પ્રકાશ૦ ૧

મારે ઊંડાં ઊંડાં અનંત આકાશ, હો નાથજી!
તોય મને ડારે શી દિગંત જો?
મારે ઊંડી ઊંડી અંતરની આશ, હો નાથજી!
તોય કેમ તૂટે એના તંત જો?
મારે લાખ લાખ આંખના પ્રકાશ૦ ૨

મારે ઊંચા ઊંચા સ્વપ્નના આવાસ, હો નાથજી!
તોય જામે ધરાની શી ધૂળ જો?
મારે રંગ રંગ ભર્યા મુખે હાસ, હો નાથજી!
તોય શી આ વાગે હૈયે શૂળ જો?
મારે લાખ લાખ આંખના પ્રકાશ૦ ૩

*આ ગરબી નવી રચી છે.

તારે લાખ લાખ ભાનુના ઉજાસ, હો નાથજી!
    તોય તારે આભે શા અંધાર જો?
મારે લાખ લાખ જન્મની મિરાસ, હો નાથજી!
    તોય મારે ભીડવાં શાં દ્વાર જો?
        મારે લાખ લાખ આંખના પ્રકાશ૦ ૪

મારે પદે પદે દિવ્ય તારા પાશ, હો નાથજી!
    તોય વીંઝે આતમ મારો પાંખ જો:
તારે આભે આભે સ્નેહના હુતાશ, હો નાથજી!
    તોય કોણ ઢાંકે મારી આંખ જો?
        મારે લાખ લાખ આંખના પ્રકાશ૦ ૫

## કમળતલાવડીનો હંસલો

• પાલવડો મારો મેલો, મોહનજી •

કમળતલાવડીએ ઊભો છે હંસલો,
ચંદનીથી ધોઈ દેવપાંખો રે લોલ;
ભ્રમરગુંજારવે એ ગુંજે તલાવડી,
બીડી છે હંસલાની આંખો રે લોલ. ૧

ક્યાંની તલાવડી ને ક્યાંનો એ હંસલો,
ક્યાંનાં એ પાણીડાં છલકે રે લોલ?
ક્યાંના ભ્રમર ચકરાવે ગુંજારવે
કમળની કીકીઓમાં મલકે રે લોલ? ૨

આજે છે રસના આ સાગર તલાવડીએ,
રસિયાંની રસનાને લોભે રે લોલ;
કાલે સુકાશે એના રસનાં ઝરણ, ત્યાં
કોણ એ તલાવડીએ થોભે રે લોલ? ૩

સુંદરની સુંદરતા એવી વસુંધરામાં
આવે ને જાય ઘડી મોહી રે લોલ;
બીડી આંખે ન એક જાણે એ હંસલો,
ક્યાં તક રહે સુંદરતા સોહી રે લોલ. ૪

સોહે તલાવડી કે સોહે એ હંસલો,
 મોહે સરોજ ભ્રમરચૂમ્યાં રે લોલ;
ઓભલેથી કાલપડછાયા ઊતરતાં
 રહેશે એ કોણ અણચૂમ્યાં રે લોલ? ૫

કમળતલાવડીએ ઊભો છે હંસલો
 હંસલા! ઉઘાડ તારી આંખો રે લોલ!
અદલ કમળ પર ગુંજે ભ્રમર ભલે:
 બીડી શેં તારી દેવપાંખો રે લોલ? ૬

## આવરણ

• રાગ ભૈરવી—તાલ ત્રિતાલ ને દીપચંદી •

રાખમાં જળે છે અંગારા, રે ભાઈ!
તારી રાખમાં જળે છે, અંગારા;
તિમિરે ઢંકાય જેવા તારા, રે ભાઈ!
તેવા તારા છે પ્રાણના અંગારા! —(ધ્રુવ)

સંતાઈ ઊંડી ખાણમાંહીં રત્ન કો ચમક્યા કરે,
છિપમાં છુપાઈ સાગરે કો મોતીડું દમક્યા કરે;
અણુદીઠ માનવદેહમાં હૈડું સદા ઠમક્યા કરે,
ભગજે ભરાઈ રહ્યા વિચારો સ્વપ્ન શા ટમક્યા કરે,
રે ભાઈ! તારું જીવન પળપળ ઝંખતું ઝમક્યા કરે!

આ તે શા ધૂળના ધખારા, રે ભાઈ?
તારી ધૂળે ઢંકાયા મિનારા·
રાખમાં જળે છે અંગારા, રે ભાઈ!
તારી રાખમાં ઝળે છે અંગારા!

## મુસાફર

• રાગ માઢ—તાલ દાદરો •

તારું નાવ આ ચાલ્યું જાય :
    મુસાફર! તું શું મહીં ઊંઘાય :
ભલા, તું તો બેઠો છે માંહ્ય :
    મુસાફર ! કેમ અસાવધ થાય ?—(ધ્રુવ)

બંદર બંદર નાવ ફરે ને
    અંદર લે ખૂબ માલ :
લાખેણો લાભ ગણી લઈ લક્ષે
    જાણે થયો બહુ ન્યાલ !
    મુસાફર ! તું શું મહીં ઊંઘાય? 1

ડુંગર જેવા લોઢ ઊઠે ને
    આવે ચઢી તોફાન ;
નાવ રહે મઝધાર ત્યાં ડોલી,
    સ્થિર નવ રહે સુકાન :
    મુસાફર ! તું શું મહીં ઊંઘાય? 2

સાગર ચોગમ ઘૂઘવે ને
　　ખાય ઝોલાં ખૂબ નાવ;
શઢ તૂટે, સુકાન છૂટે હો!
　　કરશે કોણ બચાવ?
　　મુસાફર! તું શું હજી ઊંઘાય? ૩

મોજાં પ્રચંડ પડે તુતકે ને
　　ધસતાં બધે જળપૂર:
ઘોર દિશા દિસે ડૂબતી, રહ્યું
　　બંદર તો બહુ દૂર!
　　મુસાફર! ઊઠ, કશું દેખાય? ૪

જાણ્યો અજાણ્યો માલ ભર્યો તે
　　ભરદરિયે ઠર્યો ભાર:
વામે વામે તોય શાંતિ ન પામે,
　　કેમ ઊતરશે પાર?
　　મુસાફર! કેમ નહીં સમજાય? ૫

ઓ રે મુસાફર! માલ ગયો ને
　　નાવ જશે જળ હેઠ;
સિંધુ કે નાવની ગત નવ જાણી,
　　વ્યર્થ કીધી તેં વેઠ!
　　મુસાફર! રુદન કર્યે શું થાય? ૬

## દેવનો મોક્ષ

• રાગ આસા–માઢ–ત્રિતાલ* •

છૂટી રે ગયા હો દેવ છૂટી રે ગયા:
મારું મંદિર તૂટ્યું ને દેવ છૂટી રે ગયા!—(ધ્રુવ)

સોનલ સિંહાસનમાં દેવ બેસાડ્યા રે:
કોણ જાણે-એ ક્યારે ઊઠી રે ગયા?
મારું મંદિર તૂટ્યું॰ ૧

ફૂલડાં ચઢાવ્યાં મોંઘાં, ધૂપ ધૂપાવ્યાં રે:
દિન દિનનાં અર્ચન મારાં લૂંટી રે ગયા!
મારું મંદિર તૂટ્યું॰ ૨

હીરા મોતીએ હુલવ્યા, તોય રહ્યા નહીં રે:
ભવના ભંડાર મારા ખૂટી રે ગયા!
મારું મંદિર તૂટ્યું॰ ૩

મારે તમારે વહાલા! અંતરનું સાટું રે:
તનમનના તાર ક્યમ એ તૂટી રે ગયા?
'મારું મંદિર તૂટ્યું॰ ૪

આવો રે અદલ સ્વામી! અંતરમાં ધારું રે:
સ્નેહ કેરા લેખ શાને ઘૂંટી રે ગયા?
મારું મંદિર તૂટ્યું॰ ૫

* "જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું"–એ મીરાંબાઈના ભજનની રાહ.

## પ્રભુની પ્રીત

• પદ—રાગ આસાવરી •

પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ,
એ તો શિરસટ્ટાનો ખેલ !—(ધ્રુવ)

પ્રભુનો પંથ રહ્યો પાવકનો,
    જગત જળે ભર ભડકે ;
રજનીભર અંગારા વરસે,
    દિવસ તપાવે તડકે !
    પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ૦ ૧

અંધારાંના સાગર વીંટિ,
    વીંટિ વાદળ ઘેરાં ;
વીજ કડાકે ભડકા મારે,
    કંપે આભ અનેરાં :
    પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ૦ ૨

આ તો પ્રીતતણું મંદિર છે,
રંગભવન નથી કાંઈ,
શિર કાપી ઉંબરમાં મૂકે,
તેજ પ્રવેશે માંહીં!
પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ૦ ૩

જપ તપ વ્રત ને પૂજા એ સૌ
કર્મતણી છે જોડી;
પ્રીતતણો છે પંથ નિરાળો,
જવું રુધિર નિજ રેડી!
પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ૦ ૪

દુખના મેઘ મહા વરસે કે
આભ પડે શિર તૂટી:
સાચા શૂરા નિજ જીવન એ
પ્રીતરસે રહે ઘૂંટી!
પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ૦ ૫

કાયા જીતે, માયા જીતે,
જીતે જીવન શૂરો:
પ્રીતમંદિરે પ્રભુને જીતે
અદલ વિરલપદ પૂરો!
પ્રભુશું પ્રીત નથી કંઈ સહેલ૦ ૬

## મનબંધન

• રાગ કાફી—ત્રિતાલ* •

મન મારું કેમ વાળું રે?
હો હરિ! તુંમાં મન મારું કેમ વાળું રે?–(ધ્રુવ)

મન મારું કેમ વાળું? ભમે સદા ભમરાળું;
એ તો ઊંડું ઇન્દ્રજાળું રે·
હો હરિ! તુંમાં૦ ૧

અણુદીઠું બધે ઊડે, જઈ પડે રૂડે ભૂંડે;
મીંચે નહીં પોપચું કાળું રે:
હો હરિ! તુંમાં૦ ૨

નિત્ય નિત્ય નવરંગી, ઘડી શાણું કે કુઢંગી;
ટેવ એની કેમ ટાળું રે?
હો હરિ! તુંમાં૦ ૩.

* "મુખડાની માયા લાગી રે," એ મીરાબાઈના પદની રાહ.

ઠરે તો એ ઠામ દેખે, જન્મ્યો જન્મ ન રહે અલેખે;
પાંખો એની કેમ ઢાળું રે?
હો હરિ! તુંમાં૦ ૪

પાણી કેરા પરપોટા, ઊઠે ખીલે ફૂટે ગોટા:
જાણે પાણી છે નિરાળું રે:
હો હરિ! તુંમાં૦ ૫

એને તે હું શું પંપાળું? હરિખીલે બાંધું વહાલું;
અદલ મારું ભક્તિતાળું રે!
હો હરિ! તુંમાં૦ ૬

## માયાની લગની

• રાગ ભૈરવી—તાલ દાદરો •

તારા મનને છે માયાની લગની રે,
જીવ! ક્યાં લગી આશ એ જગની?—(ધ્રુવ)

માયા છે માતા ને માયા છે પત્ની, માયાએ સર્જ્યો સંસાર;
અદ્‌ભુત ભેદ ભર્યો ભવ એવો નાચે એ માયાને તાર:
એ તો માયા મહા ગીઠી ઠગની રે:
જીવ! ક્યાં લગી આશ એ જગની?-તારા૦ ૧

પીંછી નથી, નથી રંગ કે પાટી, નથી અંગુલિ કે હાથ:
મેઘધનુષ્ય ઘડી ઝળી ઊડે, એવો છે માયાનો સાથ!
દસે દિશા એ બાંધી લે દૃગની રે:
જીવ! ક્યાં લગી આશ એ જગની?-તારા૦ ૨

અદ્ધર હિંડોળો એ માયાનો ઝૂલે, બેસે સકળ જીવ માંહ્ય;
સ્વર્ગ, નરક ને મૃત્યુલોકે ચઢી ચાકે એ ઝોલાં ખાય!
પડે ગમ નહીં મતમારગની રે:
જીવ! ક્યાં લગી આશ એ જગની?-તારા૦ ૩

તારકદીપ શું ઘર અજવાળે? ચાંદાપોળી ભાંગે ભૂખ?
સ્વર્ગગંગાજળે સુખ શું ધોવાશે? મળશે શું માયાથી સુખ?
મૃગજળથી બુઝાશે શું અગ્નિ રે:
જીવ! ક્યાં લગી આશ એ જગની?–તારા૦ ૪

નલકુસુમે જઈ ભ્રમર બંધાયો, દહાડે થયો તમભાસ,
આત્મ અનાત્મનો થાય વિવેક ત્યાં છૂટે ત્રિગુણની ફાંસ:
તજી દે ભ્રમણા ડગડગની રે!
જીવ! ક્યાં લગી આશ એ જગની?–તારા૦ ૫

જન્મ ને મૃત્યુની વચ્ચે છે જીવન, સિંધુની ઊર્મિનુ ફીણ!
મીણબત્તીમાં અદલ જે જળે તે જ્યોતિ નથી કંઈ મીણ:
માની બેઠો તું જે અતલગની રે,
જીવ! જૂઠી તે માયા છે જગની!–તારા૦ ૬

## પડછાયા

• રાગ આસાવરી—તાલ ત્રિતાલ •

મનવા! છોડ બધી તુજ માયા :
    એ નહીં વસ્તુ, એ પડછાયા.—(ધ્રુ)

મંદિર બાંધ્યાં, દેવળ સ્થાપ્યાં,
    બ્રાહ્મણ કંઈક જમાડ્યા ;
પેટ ઉપર જ્યાં હાથ ફર્યો ત્યાં
    ધર્મ બધા એ રાંધ્યા !
    મનવા! છોડ બધી તુજ માયા ! ૧

લાંબી લાંબી મંજલ કાપી,
    ધગતા રણમાં મહાલ્યો :
જીવનની ગાંસડી લઈ પીઠે
    ધોબી જેવો ચાલ્યો !
    મનવા! છોડ બધી તુજ માયા ! ૨

ધૂપ દીપ મંદિરમાં કીધાં,
    ઘણુ વગાડી ઘંટા :
નહીં તુજ દેવે આંખ ઉઘાડી :
    એ સૌ મિથ્યા ટંટા !
    મનવા ! છોડ બધી તુજ માયા ! ૩

પાણીમાં મોજાં પર સરતાં
    બિંબ શશીનાં સળકે :
પાણીમાં શું જોય ? ઉપર જો !
    ચંદ્ર ખરો નભ ચળકે !
    મનવા ! છોડ બધી તુજ માયા ! ૪

છોડ બધી તુજ આ ફિલસૂફી,
    ભૂસી દે ટીલાં ટપલાં !
પળપળ ફરતી છાયા શું રે
    આ શાં અદલ અડપલાં ?
    મનવા ! છોડ બધી તુજ માયા ! ૫

## આવતી કાલનાં સ્વપ્નાં

• રાગ ભૈરવી—તાલ દાદરો •

હું તો જીવું કરી કાલ કાલ રે,
નાથ! હું તો જીવું કરી કાલ કાલ:
મારાં સ્વપ્નોનો એ જ એક તાલ રે,
નાથ! હું તો જીવું કરી કાલ કાલ!—(ધ્રુવ)

આજે અંધારાંના ઊભા મિનારા,
ઊભા ઘેરી દિક્પાળ:
કાલે દિગંતપટ વીંધીને વેરશે
જ્યોતિના સભર જુવાળ રે:
નાથ! હું તો જીવું કરી કાલ કાલ! ૧

આજે છે જગતની જડતાનાં ઝાડવાં,
અણુમહોરી ડોલે એની ડાળ:
કાલે વસંતના વાયુ અહીં વાશે ને
ફૂટશે કંઈ ચેતનના ફાલ રે:
નાથ! હું તો જીવું કરી કાલ કાલ! ૨

આજે તો અંતરે આશાના ખોલડા,
  ખાલી જોઉં જગતની થાળ :
કાલે તો સિદ્ધિનાં ફૂલડાં ખીલીને
  થાળે સુહાશે વરમાળ રે :
  નાથ! હું તો જીવું કરી કાલ કાલ! ૩

આજે તો આંસુની માળા હું ફેરવું
  જોતો હૈયા કેરી ઝાળ :
કાલે તો હાસ્યનાં મોતી વેરાશે ને
  સુધા રેલાશે ઉરપાળ રે :
  નાથ! હું તો જીવું કરી કાલ કાલ! ૪

આજે દિશાઓના વાંચી દુઃખાક્ષરો
  આત્માના ઊઠે સવાલ :
કાલે ત્યાં નાથ! તારું ઝળશે સિંહાસન ને
  ઊછળશે આનંદ વિશાળ રે :
  નાથ! હું તો જીવું કરી કાલ કાલ! ૫

આજે શું ભાગ્યને દોરે બંધાઈને
  ખુંદવાં આ તારાં પાતાલ?
કાલના જ સ્વર્ગમાં જીવવું શું માનવે?
  નાથ! શું આજમાં ન માલ રે?
  નાથ! કહેની કેવી છે તારી તે કાલ? ૬

## જગની જોગનિયાં

• રાગ આસાવરી—તાલ ત્રિતાલ •

જગની જોગનિયાં રે મોરી જગની જોગનિયાં!
તારાં છેલછબીલાં છપ્પન કોટિ ઊડે છોગનિયાં! (ધ્રુવ)

ભેખ ધરીને બેઠી રાતે, પહેરી કાળી કફની;
તારકમાળ સરે તુજ હાથે, જાણે રતિ સૌ દફની!
મોરી જગની જોગનિયાં રે૦ ૧

શ્યામ પડે તુજ બંધ બધા ને તમતમ તમરાં બોલે;
ભભૂત ભરી તુજ આંખ ગગનમાં કદી ખોલે અદખોલે:
મોરી જગની જોગનિયાં રે૦ ૨

ઊગે પ્રભાત પછી પૂર્વે ત્યાં ભેખ નવા લે અંગે;
સજી સોળ શણુગાર દીપે તું પળપળ નવનવ રંગે:
મોરી જગની જોગનિયાં રે૦ ૩

થનગન એ તુજ નખરાંમાં તું બાંધે નજર બધાંની;
મહેલ બગીચા ઊડે પલકમાં, જાય સરી તું છાની!
મોરી જગની જોગનિયાં રે૦ ૪

સંધ્યાના રંગોમાં તારું તરતું ડૂબતું હૈયું:
માનવ એ તુજ ઘેલાં પૂઠે રહે સદા શું છૈયું?
મોરી જગની જોગનિયાં રે૦ ૫

નહીં તુજ જોગે, નહીં તુજ ભોગે, માગું કો બંધનિયાં;
એક અલિપ્ત અદલ રહું જોતો સૌ તુજ આ ખેલનિયાં!
મોરી જગની જોગનિયાં રે૦ ૬

# માધુરી

• પાલવડો મારો મેલો, મોહનજી •

કેવી તેં તારી ઉતારી આ માધુરી,
રસની આ રેલ તારી કેવી વહી!
દિશદિશનાં અંતરને ભરતી ઢાલવતી
કેવી આ મહેર તારી વરસી રહી!
કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૧

ટોકે ગુલાબનાં ઝૂમખાં ઝુલાવતી
ઠમકે ઉષા તારી નભમાં ઘડી;
મૂકી મેં આંખે તેની પડતી એ પાંદડી—
કોણ જાણે પલકે ક્યાં સરકી પડી!
કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૨

પૂઠે સુવર્ણની ચમરી ચમકાવતો
　　તારો તે તેજબાલ મહાલી રહ્યો;
ખોબે ખોબે મેં ઝીલી પડતી કનકરજ—
　　કોણ જાણે કેમ ખોબો ખાલી રહ્યો!
　　કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૩

રાતાં સરોજગૂંથ્યાં તોરણ ત્યાં ટાંગતી
　　તારી તે સંધ્યા ઘડી ગુંજતી ઊભી;
ઝડપી લીધી એ સૂરધારા મેં અંતરે—
　　કોણ જાણે અણદીઠી ક્યાં જઈ ડૂબી!
　　કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૪

આખર ત્યાં લાખલાખ ટીલી ટમકાવતો
　　દીઠો મેં સાળુ તારી રજનીતણો;
હૈયે ચાંપ્યો ત્યાં એનાં ભોંકાયાં તીર હા!
　　જોની હે નાથ! કેવા દૂઝે વ્રણો!
　　કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૫

તારી આ વેદનાની મોંઘેરી ભેટ સૌ
　　હૈયે ધારી આ મારું જીવન વહું:
રે રે હો નાથ! એ જ તારી છે માધુરી—
　　તારી એ મહેરે સદા રંજિત રહું!
　　કેવી તેં તારી ઉતારી આ માધુરી! ૬

## વચન

·રાગ કાફી—તાલ ત્રિતાલ·

વચન તું કેમ ભૂલે રે?
    ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે?-(ધ્રુવ)

નિયમ તારા તેં જ બાંધ્યા, હતા તેવા મને લાધ્યા;
સત્ય છાયું જીવનમૂળે રે:
    ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે? ૧

સૂર્યે તેજ ને તાપ રહે છે, ચંદ્રે શીતળ અમૃત વહે છે;
કોટિ સૃષ્ટિ અધર ઝૂલે રે!
    ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે? ૨

આવ્યો ત્યારે તેં શું કીધું? મુજને તેં અભય દીધું:
હવે શું રગડાઉં ધૂળે રે?
ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે? ૩

અબળ માનવ પડે પાછાં, તારાં પદ તો સદા સાચાં.
તારાં ફૂલ્યાં વિશ્વ ફૂલે રે!
ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે? ૪

અચળ શ્રદ્ધા મેં તો રાખી, જ્યાં ત્યાં તારી દયા આંખી;
ભર્યા રંગ સુગંધ ફૂલે રે:
ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે? ૫

આજે શું તુજ ભક્ત ભાગે? પ્રભુ! તુંને લાજ લાગે!
અદલ એવું માની શું લે રે?
ઓ પ્રભુ! તારું વચન તું કેમ ભૂલે રે? ૬

## જીવનઘાટના ઘા

• કવ્વાલી—તાલ દાદરો •

તારા ઘા પર ઘા મને મારી રહ્યા,
    પ્રભુ ! તોય તે ઝીલું હું પુષ્પ સમા :
મારો જીવનઘાટ ઉતારી રહ્યા,
    પ્રભુ ! કેમ પછી ગણું તે વસમા ?—(ધ્રુવ)

મારી મટ્ટી છુંદાઈ પિસાઈ રહી,
મારી જીંદગી ઝૂકી ઝુમાઈ રહી,
મારી બુદ્ધિ બધી અકળાઈ રહી :
    તોય કેમ ચૂકું મુજ વર્ચસમાં ?—તારા૦ ૧

મારું આભ બધું ઘનઘોર થયું,
નહીં જ્યોતિનુ એક કણું ય રહ્યું,
તીણું વીજનુ કર્તન જાય દહ્યું :
    પ્રભુ ! નિત્ય બળું તુજ આતસમાં !–તારા૦ ૨

તું જ જાણે એ ઘાટ શો નીકળશે,
નવજ્યોતિ એ મટ્ટીમાં શી ભળશે,
નવપુષ્પ કશું ઊગીને ફળશે :
પ્રભુ ! હું તો વીંટાયો છું ધુમ્મસમાં !—તારા૦ ૩

રહી કાનસ તારી ચોમેર ફરી,
ઉરલોહનો કાટ જશે ઊતરી,
દેશે એ પછી કંચન શુદ્ધ કરી :
પ્રભુ ! શ્રદ્ધા ધરું તુજ પારસમાં !—તારા૦ ૪

તનથી તણખા ઊપડે ઊડતા,
મારાં અંતરપુષ્પની કહે ગૂઢતા ;
કૈક જન્મોની એમ જશે જડતા :
પ્રભુ ! વીર અદલ રહું સાહસમાં !— ૫

તારા ઘા પર ઘા ધમકારી રહ્યા,
પ્રભુ ! તોય તે ઝીલું હું પુષ્પ સમા ;
મારો જીવનઘાટ મઠારી રહ્યા :
પ્રભુ ! સે લે, ઝગાવી દે ઓજસમાં ! ૬

## અનુભવ

• રાગ ધનાશ્રી–ત્રિતાલ* •

દુઃખનાં દાઝયાં દિલ તે દાઝે ;
શું સમજે એ હોય સુખિયાં જે ?
દુઃખનાં દાઝયાં દિલ તે દાઝે.—(ધ્રુવ)

તનદુઃખ મનદુઃખ ધનદુઃખ જગમાં
બહુ બહુ જનને બાઝે ;
અંધા'નાં કોણ ઉકેલે અંધારાં,
જાગ્યાં જીવનભરનાં જે ?
દુઃખનાં દાઝયાં દિલ તે દાઝે. ૧

રામ ને લક્ષ્મણ વનંવન રઝળ્યા
સતી સીતાને કાજે ;
બાર બાર વર્ષનાં દુઃખ શું જાણે
ઘરમાં રહી જે વિરાજે ?
દુઃખનાં દાઝયાં દિલ તે દાઝે. ૨

* " રામ બાણુ વાગ્યા હોય તે જાણે, "–એ ધના ભગતના ભજનની રાહ.

ખટ ખટ માસની રાતડી મૂંઝે,
ખૂટે ન કોઈ ઈલાજે;
સાલે નહીં ભુવદેશનાં સંકટ
અન્ય પ્રદેશસમાજે:
દુઃખનાં દાઝ્યાં દિલ તે દાઝે. ૩

તાપતણા તણખા તન ઊઠે,
ઘોર ગગન ઘન ગાજે;
ભક્તનું અંતર સુણી રહ્યું તે ન
મંદિરઘંટ-અવાજે!
દુઃખનાં દાઝ્યાં દિલ તે દાઝે. ૪

હો પ્રભુ! તારી તો નેહકટારી
અદલ ઉરે પડી આજે:
ભક્તતણું એ અબોલ વિરહદુઃખ
તું વિણ કોણ રે ભાંજે?
દુઃખનાં દાઝ્યાં દિલ તે દાઝે. ૫

## પ્રાર્થના

કવ્વાલી–તાલ દાદરો

મારાં પાપે આ અંતર મેલું થયું,
તેને સ્વચ્છ કરી લે ઉગારી, પ્રભો!
અધજ્ઞાને આ જીવન ઘેલું થયું,
તેને સત્ય પ્રભાથી દે તારી, પ્રભો!—(ધ્રુવ)

મને ત્યાગી ગયા સહુ લોક લડી,
મારી આંખ રહી શતધાર રડી,
મને શાંતિ મળી નહીં એક ઘડી:
તોય તું જ સમીપ છે મારી, પ્રભો!–મારાં૦ ૧

મારા અંતરમાં તું જ બોલી રહ્યો,
તારા સ્પર્શથી ચેતન ખોલી રહ્યો,
તારી આશ હુંમાં તું વિલોલી રહ્યો:
જેવો તેવો લે તારો સ્વીકારી, પ્રભો!–મારાં૦ ૨

મને બાંધતાં તું જ બંધાઈ ગયો,
મારે અંતર તું સપડાઈ ગયો,
હવે આખર તો ઓળખાઈ ગયો :
  મારી મુક્તિ વિના નહીં તારી, પ્રભો !–મારાં૦ ૩

મારી આંખથી મેઘ રહ્યા વરસી,
મારાં વ્યોમ રહ્યાં હવે સ્વચ્છ લસી ;
રહ્યુ ના કશું લેવું રડી કે હસી :
  હવે તું કે ન હુ કો ભિખારી, પ્રભો !— ૪

શુભ જ્ઞાને આ અંતર પુષ્ત થયું,
    તેને તારી દયાથી દે તારી, પ્રભો !
તારા જાપથી જીવન મુક્ત થયું,
    તેને ધારી તુંમાં લે ઉગારી, પ્રભો ! ૫

## સોદાગર

• રાગ સારંગ—તાલ ધુમાળી* •

જીવ સોદાગર! કરી લે સોદો પુણ્યતણો સંસારમાં!
મન કેરી તુલા શુદ્ધ ગ્રહી તોળી દે કર્મ વિચારમાં!—(ધ્રુવ)

સંસાર બજારે વસ્તુ ઘણી,
સારી નરસી છે વિવિધ ગણી,
ત્યાં થાય પરીક્ષા બુદ્ધિતણી:
જીવ સોદાગર! ૦ ૧

સહુ ગ્રહ કાજે રવિ આભ તપે,
નિજ અંતરથી જીવન અરપે,
વેરંતો સ્નેહ પ્રકાશ ધપે:
જીવ સોદાગર! ૦ ૨

લાખો સરિતાનો ક્ષાર ગ્રહે,
ઉર પર લાખો ઘનધાર સહે,
પણ સિંધુ પુનિત જળ નિત્ય વહે:
જીવ સોદાગર! ૦ ૩

* "હરિજન વિના દુખદરિયા સંસારનો પાર ન આવે," —એ રાહ.

સંસારે સ્થિર સુખ કોઈ નથી,
મન વ્યર્થ ભમે સુખ કાજ મથી;
પડી પુણ્યે ઉરસુખની પગથી:
જીવ સોદાગર! ૦ ૪

ઝળહળતું તેજ દિગંત લસે,
પાસે પળતાં દૂર દૂર ખસે,
પણ પુણ્ય સદા કરવેંત વસે:
જીવ સોદાગર! ૦ ૫

ઊંડી ખાણો છે રત્ન ભર્યાં:
ગમશે માટી કે રત્ન નર્યાં?
હાથે તે સાથે અદલ ઠર્યાં:
જીવ સોદાગર! ૦ ૬

## લોકદેવની સેવા

• રાગ સારંગ—જંગલો-દેશી* •

સેવા કરો રે લોકદેવની!
 પ્રભુના ચરણ છે એ જ જી;
ઓળખાય જે અણુગણુ નામથી,
 ઘટઘટમાં રહ્યો તે જ જી:
 સેવા કરો રે લોકદેવની! ૧

હીરા માણેક ને મોતીડાં,
 પુષ્પ દીપ ને ધૂપ જી;—
પ્રભુપ્રતિમાઓ જે જીવતી,
 સેવો તેનાં સ્વરૂપ જી!
 સેવા કરો રે લોકદેવની! ૨

* "જનની જીવો રે ગોપીચંદની"—એ ભજનની રાહ.

ચેતન ચેતન અંતરે
    ઢાંક્યાં નવનવ પાત્ર જી:
એ રે ઢાંકણને અજવાળતાં
    મળશે ત્યાં જ્યોતિ માત્ર જી!
    સેવા કરો રે લોકદેવની! ૩

ચેતન કેરાં એ મંદિરો,
    એ સહુ તીર્થનાં ધામ જી;
સૌ તીર્થમાં મોટું માનજો
    એ લોકદેવનું નામ જી!
    સેવા કરો રે લોકદેવની! ૪

આંતરડી ઠારો એ દેવની,
    એ નહીં જડ પાષાણ જી:
ચેતન એનાં રે ઊઘડતાં
    કરશે જન્મ કલ્યાણ જી!
    સેવા કરો રે લોકદેવની! ૫

તેત્રીશ કોટિ સૌ દેવ એ,
    સ્થાવર જંગમ સર્વ જી:
એને રે દ્વારે ઉજવાય નિત
    ચૌદ ભુવનનાં પર્વ જી!
    સેવા કરો રે લોકદેવની! ૬

એક આપીને સો પામશો,
સો દઈ લેશો રે લાખ જી:
એ રે સેવાના સંતોષમાં
જડશે સ્વર્ગોની ઝાંખ જી!
સેવા કરો રે લોકદેવની! ૭

એ રે સેવાની સુધાથકી
ખીલે પુણ્યના મહોર જી:
અલખ નિરંજન એ પદે
અદલ આનંદ છે ઓર જી!
સેવા કરો રે લોકદેવની! ૮

## પરમાર્થ

• રાગ સારંગ—તાલ દાદરો* •

સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ :
સ્નેહધારા રે સ્નેહધારા એની વરસી રહે અમાપ.–(ધ્રુવ)

સૂર્ય તારલાનાં તેજ, વહે વ્યોમે સદા સહેજ,
એની જ્યોતના અંબાર, વીંધે આભના અંધાર;
ઊંડા હૃદયથી અનંત, સ્નેહ દસદિશે દ્રવંત :
જીવન દીપે રે જીવન દીપે આપ્યાં તેજને પ્રતાપ!
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૧

ઘેરી લેતો આભ જેહ, પરાક્રમી એવો મેહ,
તેને સ્વાર્થનું ન ભાન, આપે આપનું જ દાન;
બધું આપી ખાલી થાય, ભરી પૃથ્વી ત્યાં પોષાય :
મેઘરાજા રે મેઘરાજા ટાળે સર્વેના સંતાપ :
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૨

ઊગે તરુવરો ઉદાર, આપે પ્રાણીને આહાર;
પત્ર પુષ્પ ફળ ને દેહ, આપી દે બધું જ તેહ;
ઊગે ભટ્ટીમાંય તોય, એનું દાન પરમ હોય :
નહીં બોલે રે નહીં બોલે એને કાય પડે કાપ!
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૩

* "વીજ ચમકે રે વીજ ચમકે મીઠા મેહુલાની માંહ્ય."—એ રાહ.

વહે સરિતાનાં નીર, પીએ ફકીર કે અમીર;
પશુ પ્રાણી પંખી જાય, સર્વેની તૃષા છિપાય;
ભલે બિંદુ રહે ન એક, થાય કાય શુષ્ક છેક:
આપું આપું રે આપું આપું એવો સતત જપે જાપ!
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૪

કાપે ઘસે બાળે તોય, નહીં નિજ સુવાસ ખોય;
અણુઅણુએ રહી સુગંધ, તે ન કરી શકાય બંધ;
એવી ચંદન કેરી રીત, એવી નેકી છે અજીત:
હૈયે હૈયે રે હૈયે હૈયે એની રહે અમર છાપ:
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૫

હોય પહાડ જેવાં શીર, તોય નીચનું ખમીર;
હોય સિંધુશા વિશાળ, તોય હૃદયના કંગાલ;
હોય વિદ્યા કેરી ખાણ, તોય અંતરે મશાણ:
જીવે સ્વાર્થે રે જીવે સ્વાર્થે એવા સૃષ્ટિ કેરા શાપ!
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૬

જેણે સાધ્યો પરમાર્થ, તેનું જીવ્યું થયું સાર્થ;
જીવી જાણ્યું અન્ય કાજ, તેને મળ્યું આત્મરાજ્ય;
આપી જાણે જે હસંત, તે જ અદલ સત્ય સંત:
શ્વાસે શ્વાસે રે શ્વાસે શ્વાસે *જીવનદાનનો પ્રલાપ*:
સંત જીવે રે સંત જીવે જીવન જગત કાજ આપ. ૭

## કર્મચરિત્ર

• રાગ આસાવરી—તાલ ત્રિતાલ •

બાબા! છોડ કર્મની છાયા! કર્મે સહુ રગાયા!—(ધ્રુવ)

કર્મે પાપી, કર્મે ધર્મી,
કર્મે રંક ને રાયા;
કર્મે જ સહુને નાચ નચાવે,
કર્મે સહુ બધાયા:
બાબા! છોડ કર્મની છાયા! ૧

કર્મે જડ ચેતનની લીલા,
પળપળ નવનવ માયા;
કર્મે સકળ સુખદુખ પ્રકટાવે,
ભોગી રોગી કાયા:
બાબા! છોડ કર્મની છાયા! ૨

કર્મે દાની, માની, જ્ઞાની,
    કર્મે નીચ ગણાયા;
કર્મે લાખી, કર્મે ખાખી,
    કર્મે મૂરખ ડાહ્યા:
    બાબા! છોડ કર્મની છાયા! ૩

કર્મે તપ તીરથ ને પૂજા,
    કર્મે ત્રિભુવનપાયા;
કર્મ જ જન્મતણું છે કારણ,
    કર્મે સહુને વાહ્યા!
    બાબા! છોડ કર્મની છાયા! ૪

કર્મસૂતરના દોરા વણી વણી
    આપ જ મહીં ગૂંથાયા;
માયાનો શણગાર સજાવી
    મંદિરદેવ સ્થપાયા!
    બાબા! છોડ કર્મની છાયા! ૫

કર્મ કાળરૂપ સહુને ખાઝે,
    એમાં સહુ અટવાયા;
કર્મ છૂટ્યે જન્માંતર છૂટે:
    અદલ ન રહો અથડાયા!
    બાબા! છોડ કર્મની છાયા! ૬

## કર્મનાં પ્રતિબિંબ

• રાગ કલ્યાણ—તાલ દાદરો •

બાપુ! ન તારાથી કર્મ કો ન્યારાં,
એ તો છે સૌ પ્રતિબિંબ જ તારાં!— (ધ્રુવ

દુનિયા બંધી દોડી દોડી જો તું,
દર્પણ ભવનું છે એ જ મહોતું;
કર્મ દિસે મહીં નરસાં ને સારાં:
બાપુ! ન તારાથી કર્મ કો ન્યારાં! ૧

જેવો ઘડાયો તું કર્મ તારે,
તેવો તને ત્યાં અચૂક ઉતારે;
તેજનાં તેજ, અંધારે અંધારાં:
બાપુ! ન તારાથી કર્મ કો ન્યારાં! ૨

વાંકું કદી ન દેખાય સીધું,
સારું ન ખેંચી લેવાય લીધું ;
ઘા અને શબ્દનાં એક સહિયારાં :
બાપુ ! ન તારાથી કર્મ કો ન્યારાં ! ૩

સુખદુખ શોક ને મોહ જે જે,
જેનાં તેનાં મળે આવી તે તે ;
કર્મેશું થઈ ન શકે કો ઠગારાં !
બાપુ ! ન તારાથી કર્મ કો ન્યારાં ! ૪

વસ્તુથી છાયા ન થાય છૂટી,
કર્મફળો ન શકાય ઝૂંટી ;
સુખ ન મળે દીધે લાખ હજારાં !
બાપુ ! ન તારાથી કર્મ કો ન્યારાં ! ૫

રૂપ અને નિજ, જ્યોતિ જેવું,
પડશે પછી પ્રતિબિંબ તેવું :
એક છે મર્મ ને શાસ્ત્ર અપારાં !
બાપુ ! કર જ્યોતિથી કર્મ એ ન્યારાં ! ૬

## પૂર્ણ જીવનની સુંદરતા

• રાગ કેદાર—તાલ ત્રિતાલ* •

રે મન! કાં રહે એકલરંગી?—
    કાં રહે એકલરંગી,
રે મન! કાં રહે એકલરંગી?
હું—તું કશું યે જીવનમાં નથી,
    એક જ વિશ્વ અભંગી!
રે મન! કાં રહે એકલરંગી?— (ધ્રુવ)

એક અમિત અવકાશે ગબડે
    ગોળ જગતના જંગી;
એક ભ્રમણગાને નિયમે રહે:
    તું કાં ભિન્નતરંગી?
    રે મન! કાં રહે એકલરંગી? ૧

* "મો સમ કૌન કુટિલ ખલ કામી?"—એ રાહ.

ડાંખલી તોડે, પાન મરોડે,
 ફૂલ ચૂંટે બહુરંગી;
આજ ઊગે ને કાલ ખરે એ,
 પછી એ સૌની તંગી:
 રે મન! કાં રહે એકલરંગી? ૨

ભરવૃક્ષે જ રહે સુંદરતા,
 કર તેને તુજ સંગી;
ફૂલ, પાન ને ડાંખલી તો છે
 એ જ વૃક્ષનાં અંગી!
 રે મન! કાં રહે એકલરંગી? ૩

નહીં બિંદુમાં સિંધુ ઊછળતો,
 સંધ્યામાં ન પતંગી;
પૂર્ણ જીવનની સુંદરતા રહે
 એક દિશા ન કઢંગી:
 રે મન! કાં રહે એકલરંગી? ૪

મનબંધન સૌ એકલરંગે,
 તેનો થા ન ઉમંગી:
પૂર્ણ જીવનરંગે જા ડૂબી
 હું—તું સૌ ઓળંગી!
 રે મન! કાં રહે એકલરંગી? ૫

## યોગ

• રાગ માઢ—તાલ દાદરો •

તારો યોગ ક્યાં સાધું, નાથ હો!
    તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—(ધ્રુવ)

અંતરમાં તુજ થાય ટકોરા ને
    ચાલે ચેતન તુજ બહાર;
પળપળ તારો શ્વાસ ભરું, તું
    દૂર રહ્યો ક્યાં લગાર રે?
    તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—તારો૦ ૧

ક્ષણક્ષણ શિરમાં સણકા ફૂટે ને
    આંખે વહે તુજ વહેણ:
તારાં જ ગાન ગવાડ્યાં હું ગાઉં,
    તારાં જ કહું રસકહેણ રે:
    તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—તારો૦ ૨

અંતર પુણ્યની મેખ જડે ત્યાં
લાગે ખીલા મુજ દેહ:
નેણનાં નેવ ઝરે શતધારે હો,
નાથ! શા તુજ અમીમેહ રે!
તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—તારો૦ ૩

ભરભર કુંભ ભર્યો છલકાય આ,
માય નહીં વધુ નીર;
ભીતર નખશિખ તું જ ભર્યો, પછી
સાધું કયે બીજે તીર રે?
તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—તારો૦ ૪

અગ્નિમાં ભળતાં વાયુ મળે ને
વાયુમાં ભળતાં આકાશ:
નાથ! હું તો તુજ કોટે રમું, ત્યાં
યોગ ને ભોગ સૌ પાશ રે!
તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—તારો૦ ૫

સ્નેહસાયુજ્ય હું પામિયો, ત્યાં
સાધું અવર શા યોગ?
નાથ! આ દેહમાં ડંખ પડે, તે તો
કીટ ભમરીના જોગ રે!
તેં તે છોડ્યો ક્યારે સંગાથ?—તારો૦ ૬

## એક જ તારી ઓથ

રાગ ઠુમરી—તાલ ત્રિતાલ*

નાથ! મને એક જ તારી ઓથ!
    તું જ જીવનની જ્યોત :
નાથ! મને એક જ તારી ઓથ!—(ધ્રુવ)

સંધી દુનિયા લાગે અંધી,
    અંધ દિસે આકાશ :
એક કિરણ વિણ અંધ બધું રહે,
    એક ઊગે નહીં આશ :
    નાથ! મને એક જ તારી ઓથ! ૧

પૃથ્વી ખાલી, સાગર ખાલી,
    ખાલી સર્જનખેલ ;
ચેતન વિણ કો જડ નવ જાગે,
    ખાલી રહે દિલમહેલ!
    નાથ! મને એક જ તારી ઓથ! ૨

* "કંથ બિન રહી અકેલી મોરી જાન," એ રાહ.

બખ્તર પહેરું, શસ્ત્રો લહેરું,
 બાંધું કિલ્લા કોટ :
એક ફૂંકે એ સર્વ તૂટે ત્યાં
 કોણ પૂરે મુજ ખોટ ?
 નાથ ! મને એક જ તારી ઓથ ! ૩

સાગર તરવા નૌકા બેઠો,
 નૌકા તૂટી જાય :
નાથ નામનો મળે તરાપો,
 તો જળ પાર તરાય !
 નાથ ! મને એક જ તારી ઓથ ! ૪

દેવ ફિરસ્તાને શું પૂજું ?
 એ સૌ તુજ મહોતાજ :
નાથ ! મને તુજ ઓથ મળી ત્યાં
 ચૌદ ભુવનનું રાજ !
 નાથ ! મને એક જ તારી ઓથ ! ૫

•

## ઊડવાં આઘાં આઘાં રે

• આશાભર્યા તે અમે આવિયા •

આઘા આઘા તે ઊડે આભલા,
ને આઘા આઘા ઘૂમે આકાશ રે
ઊડવા આઘાં આઘા રે!
આઘી ઊડે ઝીણી આખડી,
ને આઘી આઘી અંતરની આશ રે!
ઊડવા આઘા આઘા રે. ૧

આઘા આઘા હૂલે તારલા,
ને આઘા ઝૂલે નક્ષત્રના ઝુંડ રે•
ઊડવા આઘા આઘા રે,
હૈયાની રાખ ઊડે ચોગમે,
તેમા પડવા શા કર્મને કુંડ રે!
ઊડવા આઘા આઘા રે ૨

આંધા સૂરજ, આઘા ચંદ્રમા,
ને આઘા સંધ્યા ઉષાના રંગ રે :
ઊડવાં આઘાં આઘાં રે;
સોને મઢ્યાં મોંઘાં સોણલાં,
પણ પડ્યાં છે ભાગ્ય તો અપંગ રે !
ઊડવાં આઘાં આઘાં રે. ૩

આઘા આઘા ઊડે મેહુલા,
ને કંઈ આઘી આઘી ઊડે વીજ રે :
ઊડવાં આઘાં આઘાં રે ;
પડતાં ખડતાં દિલ ડોલતાં,
ક્યાંથી આવે તે પ્રાણને પતીજ રે ?
ઊડવાં આઘાં આઘાં રે. ૪

આઘાં વિહંગ ઊડે વ્યોમમાં,
ને આઘી આઘી સરે ત્યાં દિગંત રે :
ઊડવાં આઘાં આઘાં રે ;
સુખના પતંગ દૂર ઊડતા,
એના આવે ક્યાં હાથમાં તંત રે ?
ઊડવાં આઘાં આઘાં રે. ૫

આઘા તે ગિરિવર ગઢ દિસે,
ને આઘા આઘા દિશાના દોર રે :
ઊડવાં આઘાં આઘાં રે;
ફૂટે જ્યાં પાંખ જરી આત્મને,
ત્યાં તો તૂટે કૈં કાળજાની કોર રે !
ઊડવાં આઘાં આઘાં રે. ૬

આઘા ફિરસ્તા ને દેવતા,
ને આઘા આઘા પ્રભુજીના મહોલ રે :
ઊડવાં આઘાં આઘાં રે;
પડ્યો જે પ્રાણ દેહપિંજરે,
તેનો આઘે સુણે કોણ બોલ રે ?
ઊડવાં આઘાં આઘાં રે. ૭

આઘા આવાસ આશાતણા,
ને આઘાં આઘાં છે પ્રાણનાં પ્રયાણ રે :
ઊડવાં આઘાં આઘાં રે;
આઘેરો આત્મ ઉડાવતાં,
વહાલાં ! લાધશે સ્નેહ કલ્યાણ રે !
ઊડવાં આઘાં આઘાં રે. ૮

## અનિર્વાચ્ય પરમતત્ત્વ

• રાગ કેદાર—તાલ ત્રિતાલ* •

રે પ્રભુ! કેમ તને બતલાવું?
    કેમ તને બતલાવું?
રે પ્રભુ! કેમ તને બતલાવું?
લોક પૂછે પ્રભુ કેવો છે તે
    કેમ કરી સમજાવું?
રે પ્રભુ! કેમ તને બતલાવું?—(ધ્રુવ)

અગમ, અરૂપ, અગોચર, અનહદ:
    શા અંકે અંકાવું?
એક અકળ અંતરનો વાસી
    ક્યમ શબ્દે ઉતરાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું? ૧

* "મો સમ કૌન કુટિલ ખલ કામી," એ રાહ.

વેદ પુરાણ કુરાન અવસ્તા
    શીખવે તે હું શિખાવું;
પણ અક્ષર જ નથી તેને ક્યાં
    કાનો માત્રા લગાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું? ૨

સૌ ઇંદ્રિયથી પર છે તેને
    ક્યમ અનુભોધે લાવું?
અલખ અકથ એવો ઉર આણું,
    પણ કંઈ વાણ વસાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું? ૩

સ્વપ્ન ન જોયું તે ક્યમ જાણે
    સ્વપ્ન ઊગે છે આ'વું?
અજન્મ ને અવિગત એવાને
    શું કલ્પી કલ્પાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું? ૪

ખાટું, ખારું, તીખું, મોળું,
    મધુરું, કડવું ગણાવું:
પણ જે સ્વાદ ન જાણ્યો જીભે,
    તે કઈ રીત રસાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું? ૫

નિર્ગુણના શા ગુણ હું ગાઉં?
    કઈ ભાષા ઉપજાવું?
એ અમી તો ચાખ્યે જ જણાતું:
    અદલ હું ક્યમ દર્શાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું? ૬

લોક પૂછે પ્રભુ કેવો છે તે
    કેમ કરી સમજાવું?
    રે પ્રભુ! કેમ તને બતલાવું?

## અગમની ઓળખ

• રાગ આસાવરી—તાલ ત્રિતાલ •

સંતો! કોણ અગમ સમજાવે,
મનમાં ગાંઠ પડી છોડાવે? —(ધ્રુવ)

નહીં નામ કે ઠામ દિસે કો,
    નહીં દીઠો, નહીં જાણ્યો;
નહીં કલ્પનામાં કલ્પાયો:
    કેમ ઉરે રહે આણ્યો?
    સંતો! કોણ અગમ સમજાવે? ૧

સ્પષ્ટ નિરખતાં છે પણ નહીં ને
    છે તે નથી કહેવાતો;
ક્યાં અંગુલિ ચીંધી દાખવવો?
    નહીં કો રૂપ સમાતો:
    સંતો! કોણ અગમ સમજાવે? ૨

અંધાએ ઉસ્સ્વપ્ન દીઠું કો,
    મૂંગે સાકર ખાધી;
બધિરે નવસંગીત સુણ્યું હો :
    સહુની એ જ ઉપાધિ!
    સંતો! કોણ અગમ સમજાવે? ૩

નહીં તારાગણ, નહીં રવિ ચંદા,
    નહીં જળ થળ કો બોલે;
લાખ નામ દઈ જન પૂજે, પણ
    પૂજ્ય ભેદ નહીં ખોલે!
    સંતો! કોણ અગમ સમજાવે? ૪

ચેતન ચેતન અંતર ઝબકે,
    બહાર રહી છે માટી:
અક્ષર ઓળખનાર ઉચ્ચારે,
    નહીં બોલી દે પાટી!
    સંતો! કોણ અગમ સમજાવે? ૫

નિરાકાર સાકાર કહે કે
    ઓળખાવે ૐકારે;
સૌથી ન્યારો અદલ રહ્યો તે
    કો વિરલા ઉર ધારે!
    સંતો! કોણ અગમ સમજાવે? ૬

## માલિકને દરબાર

• રાગ આસાવરી—તાલ ત્રિતાલ •

મારા માલિકને દરબાર રે કો લઈ જાઓ રે સંત !
એના ઉરમંદિર મોઝાર રે કો લઈ જાઓ રે સંત !–(ધ્રુવ)

સોળ કીધા શણગાર શરીરે,
લાખ કીધાં કંઈ લટકાં;
દસદિશ તાકી જોઉં બધે પણ
ક્યાં માલિકનાં મટકાં ?
મારી આંખ વહે ચોધાર રે, કો લઈ જાઓ રે સંત !
મારા સાહેબને દરબાર રે કો લઈ જાઓ રે સંત ! ૧

તીરથ તીરથ સ્નાન કીધાં મેં,
કીધી દર્શનયાત્રા ;
વજ્ર સમાં વ્રત લીધાં તોપણ
મળી ન એકે માત્રા :
મને સૂઝે નવ કો સાર રે, કો લઈ જાઓ રે સંત !
મારા નાથતણે દરબાર રે કો લઈ જાઓ રે સંત ! ૨

જોતાં જોતાં આંખ મીંચાઈ,
સુણતાં ખોયા કર્ણો :
જ્ઞાન ચઢી મુજ ખભાં દબાવે,
કેમ ચલાવું ચરણો ?
મારા તૂટે તનના તાર રે, કો લઈ જાઓ રે સંત!
મારા પ્રીતમને દરબાર રે કો લઈ જાઓ રે સંત! ૩

" ફેંકી દે શણગાર તીરથ સૌ,
ભાર ભર્યાં તુજ દેહે :
એ વાદળ વચમાં શાં વસમાં ?
આવ સરળ તુજ સ્નેહે ! "—
મારા છૂટ્યા એ સૌ ભાર રે, હવે લઈ જાઓ રે સંત!
મારા માલિકને દરબાર રે મને લઈ જાઓ રે સંત! ૪

## સ્વયંપ્રકાશ

• રાગ ભૈરવી—તાલ દાદરો •

તારાં અંધારાં આ તે કેવાં રે?
જીવ! દોહ્યલાં તારાં દેવાં!—તારાં૦ (ધ્રુવ)

અંધારાં આગળ, અંધારાં પાછળ, અંધારાં અંદર બહાર:
કોણ ત્યાં દીપ ધરે તુજ પાસે? કોણ ઉતારે પાર?
બહુ જીવન વસમાં વહેવાં રે:
જીવ! દોહ્યલાં તારાં દેવાં!—તારાં૦ ૧

કંઈ કંઈ યુગનો તું ખંડપ્રવાસી, કંઈ કંઈ તારી આશ:
કહીં અથડાતો, કહીં રસ લહાતો: શોધે હજી ક્યાં પ્રકાશ?
તારાં અંતર વેવલાં એવાં રે:
જીવ! દોહ્યલાં તારાં દેવાં!—તારાં૦ ૨

જન્મે જન્મે તું નવનવ દેહે, રાજે બની નવરાજ;
તારી એ હોડીનો તું જ સુકાની: એ સાગર, એ જહાજ:
રહે એકલશૂરનાં જેવાં રે,
જીવ! દોહ્યલાં તારાં દેવાં!—તારાં૦ ૩

ઊંઘતાં આંખમાં ઊતરે અંધારાં, સ્વપ્ને ઊગે તોય તેજ;
આત્માની એકલતામાં યે એવાં કિરણ ફૂટે શમ સહેજ,
વૃક્ષે ફૂલ ઊગે નિજ તેવાં રે:
જીવ! દોહ્યલાં તારાં દેવાં!—તારાં૦ ૪

ઊંડા અંધારભર્યા અવકાશે, પડ્યા તારાના પંથ:
આપપ્રકાશે જ વીંધી અંધારાં, ઘૂમી રહ્યા નભસંત!
એને કોનાં તે ધારણ લેવાં રે?
જીવ! દોહ્યલાં તારાં દેવાં!—તારાં૦ ૫

આંખ ઉઘાડી ત્યાં દીપ ઝળકશે, તારો ન ભોમિયો અન્ય:
નાથનું નામ દઈ પડ આગળ, અદલ જીવન કર ધન્ય!
છોને પળપળ અંધારાં સહેવાં રે!
જીવ! તોય છે તુજ તેજ કેવાં!—તારાં૦ ૬

## કલ્યાણ

• ભદ્રિકા છંદ* •

૧

શું સામે આવે અંધારાં?
  પ્રભુ બેઠા છે માથે!
શું હૃદયેથી સર્યાં સવારાં?
  પ્રભુ બેઠા છે માથે!
રાત જશે કાળીમાં કાળી,
ઉષા હૃદય દેશે અજવાળી;
કર્મ કરો ચિંતા સૌ ટાળી!
  કલ્યાણ! કલ્યાણ!
    કલ્યા.........ણ!

* આ છંદ નવો રચ્યો છે.

૨

શું સૂઝે નવ પંથ અગાડી ?
પ્રભુ બેઠા છે માથે !
શું થાક્યા પગ હાથ પછાડી ?
પ્રભુ બેઠા છે માથે !
પંથ પ્રકાશ પ્રગટશે અંતે,
લાંબા પંથ કપાશે ખંતે :
રાખો દૃષ્ટિ અચૂક દિગંતે !
કલ્યાણ ! કલ્યાણ !
કલ્યા.........ણ !

૩

શું ભવભાર ન જાય ઉપડિયો ?
પ્રભુ બેઠા છે માથે !
શું કો સાથી મિત્ર ન જડિયો ?
પ્રભુ બેઠા છે માથે !
ભાર ભલે બહુ વાર દબાવે,
દેહ નહીં પણ સ્નેહ ઉઠાવે;
પ્રભુની અંગુલિ સૌ ઉપડાવે :
કલ્યાણ ! કલ્યાણ !
કલ્યા.........ણ !

૪

શું આશાની પાંખ કપાઈ ?
પ્રભુ બેઠા છે માથે !
શું કાયર મન રહે મુંઝવાઈ ?
પ્રભુ બેઠા છે માથે !
આશ પડે શ્રદ્ધા રણ રાંખે ;
વીર વિજય પામે ડર પાખે ;
પ્રભુ રાખે તો કોઈ ન ચાખે :
કલ્યાણ ! કલ્યાણ !
કલ્યા.........ણ !

૫

શું તમ આત્મસરોવર ફૂટ્યું ?
પ્રભુ બેઠા છે માથે !
શું તમ અંતરબળ છે ખૂટ્યું ?
પ્રભુ બેઠા છે માથે !
પ્રભુના પ્રેમળ મેઘ ઊતરશે,
સૂકાં સરવર પલકે ભરશે ;
અંતર અદલ નિરંતર ઠરશે ·
કલ્યાણ ! કલ્યાણ !
કલ્યા.........ણ !

૬

શું કરશે માનવની મરજી?
પ્રભુ બેઠા છે માથે!
શું બનશે માનવના ગરજી?
પ્રભુ બેઠા છે માથે!
પ્રભુને ઉરસિંહાસન થાપો!
સુખદુખ છે પ્રભુના આલાપો :
જે આપો તે, પ્રભુજી! આપો!
કલ્યાણ! કલ્યાણ!
કલ્યા.........ણ!

## નવપ્રકાશ

• રાગ માઢ—તાલ હીંચ* •

જરી આવી આવીને કંઈ જાય રે :
    એ તો હશે ક્યાંના એવા ઝબકાર ?
મારું અંતર અંજાય ને મુંઝાય રે :
    એ તો હશે ક્યાંના એવા ઝબકાર ?—(ધ્રુવ)

ઊંડાં આકાશ રહે દિશદિશ ઘેરાઈ, ને
    ઉતરે ઊંડા અંધાર ;
ક્યાંથી ને કોણ એનાં પટને વીંધે આ ?
    ઝબકીને જોઉં પળવાર રે !
    એ તો હશે ક્યાંના એવા ઝબકાર ?–જરી૦ ૧

રાતે હું ઝૂતો ને દિનભર યે સૂતો,
    ઊઘડ્યાં ન સાચાં દિદાર :
ઘેરાં ઘસાઈ ઘન વેદન પોકારે,
    ઊડે ત્યાં વીજચમકાર રે !
    એ તો હશે ક્યાંના એવા ઝબકાર ?–જરી૦ ૨

* " મન માયાના કરનારા રે "—એ ગીતના લયમાં.

જૂઠા સંસારની વેઠી હલામણુ ને
 જૂઠા વહ્યા તન ભાર:
આજે પડળ શું એ ઊતર્યાં આંખનાં?
 પલક્યું શું કાંઈ પેલી પાર રે?
 એ તો હશે ક્યાંના એવા ઝબકાર?–જરી૦ ૩

એ રે ઝબકારની પાંખો પકડવા
 લાવો કો સ્નેહનો તાર!
પલકી જરાક ફરી ઊડી ન જાય એવો
 બાંધું એ અંતરને બાર રે!
 જશે પછી ક્યાં એ ઊડી ઝબકાર?–જરી૦ ૪

## અમૃતપાત્ર

• રાગ જિલ્લા—ઝિંઝોટી—ત્રિતાલ* •

પ્રાણ! હવે તું છોડ અંધારી,
તારી છે રંગત ન્યારી રે!
જોની, તારી છે રંગત ન્યારી રે!—(ધ્રુવ)

દુઃખ પ્રપંચ ભરી દુનિયાથી
કેમ જતો તું હારી રે?
લાખવસા છે પુણ્યભરી આ
જીવનયાત્રા તારી રે!
પ્રાણ! હવે તું૦ ૧

પ્રભુમંદિર છે તુજ અંતર આ,
તેની પાંચ જ બારી રે:
શબ્દ સ્પર્શ રૂપ ગંધ ને રસથી
ભવની બધી બલિહારી રે.
પ્રાણ! હવે તું૦ ૨

* "પિયાકે ચિત્ર બિન પ્રીતમ પ્યારે,"—એ રાહ.

પંચામૃત એમાંથી ઝરતું
લે તું અંતર ધારી રે!
પ્રભુચરણમાં શું મૂકશે, જવ
આવે તેની સ્વારી રે?
પ્રાણ! હવે તું૦ ૩

નથી પાપફળરૂપ જીવન આ,
કે નથી પુષ્પપથારી રે:
પણ પ્રભુચરણે પુણ્યામૃત તુજ
મૂકવાની તૈયારી રે!
પ્રાણ! હવે તું૦ ૪

બારી બહાર બધી બેજારી,
ભીતર ફૂલની ક્યારી રે:
સૌ તીર્થે નારાયણ નિરખી,
સ્થિર કર મન સંચારી રે!
પ્રાણ! હવે તું૦ ૫

રે રે પ્રાણ! પ્રમાદ તજી દે!
આવે પળ અણુધારી રે:
તુજ અમીપાત્ર અદલ છલકે, ત્યાં
પ્રભુ લેશે સ્વીકારી રે!
પ્રાણ! હવે તું૦ ૬

## દ્વિરંગી જ્યોત

• રાગ માઢ—તાલ ગઝલ—પશ્તો •

મૂઝી મૂઝી જળે ને ધગધગે
    જગે જીવનની રસજ્યોત :
જળે જળે છતાં લળી ઝગઝગે,
    એવી જીવનની અમીજ્યોત !—(ધ્રુવ)

સોનલ કોડિયે અમૃત ભરિયાં,
    કિરણુવણી મહીં વાટ ;
વેદનઝાળથી તે સળગાવી,
    જળતી ઝગે જગપાટ રે !
    એવી જીવનની અમીજ્યોત. ૧

અંદર અમૃતરસ ભર છલકે,
    ઉપર વેદનઝાળ :
અમૃતપાન કરે તે જળે હો,
    સંતોનો પંથ કરાળ રે !
    એવી જીવનની અમીજ્યોત. ૨

અંધારે ઊગશે તારલા ને
    કાંટે ફોરશે ફૂલ;
જળવું જગતને બારણે ને
    ઝબકી લઈ થવું ગૂલ રે!
    એવી જીવનની અમીજ્યોત. ૩

દારુણ વેદના હો એ ભલે, પણ
    અંતરબળ દે એ જ:
વાદળવહન વિના નહીં વૃષ્ટિ ને
    અગ્નિ વિના નહીં તેજ રે!
    એવી જીવનની અમીજ્યોત. ૪

ક્યાં લગી જળતું આ જીવન જાશે,
    ક્યાં છે એ પ્રશ્નનું કામ?
જ્વલન જશે તો એ જ્યોતે બુઝાશે:
    ક્યાં રહેશે જીવન નામ રે?
    એવી જીવનની અમીજ્યોત. ૫

જીવનજોગી હો! દિલડું જળાવતા
    અમૃત પીજે એ એમ!
જ્યોતિફુવારા એ ઊડશે ને કરશે
    સહુનું કલ્યાણ ને ક્ષેમ રે!
    એવી જીવનની અમીજ્યોત! ૬

## અજવાળિયાં

• ૫૬* •

સંતો! અણદીઠાં દીઠાં આજ રે,
પેખી સ્વર્ગ ને પૃથ્વીની પાજ રે:
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી!-(ધ્રુવ)

પાંપણ કેરી ધારથી રે
ઊંડા વરસી રહ્યો'તો અંધાર:
એક કિરણ પેઠું પોપચે
ને ત્યાં ચમકી રહ્યો ચમત્કાર રે!
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી!

આભનું ભૂરું પોપચું રે
જેમ ઘોર ઘને ઢંકાય;
સપ્તરંગી ભવું ખોલતાં
ત્યાં તો લીલા અલૌકિક થાય રે!
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી!

રહેતી અંધારી ઓરડી રે
તેમાં નહોતું દેખાતું કાંઈ:
આજ ખુલી તેની બારી, ત્યાં
દીઠી અદ્ભુત સૃષ્ટિ સમાઈ રે!
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી!

* "સાધુ ' વેટી બિધ રહેના રામસ એ જી!"—એ ભજનની રાહ.

એક નયનમાં છે છૂપ્યાં રે
સાતે સ્વર્ગનાં જ્યોતિસ્વરૂપ:
કીકીએ પડી જગપાંદડી
ખસતાં ઊઘડે અનંતના કૂપ રે!
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી! ૪

ધોવાયાં અંજન ધૂળનાં રે
ને ત્યાં અંજાયા દેવપ્રકાશ:
સ્નેહ ને ધર્મની સાંપડી
ત્યાં કો મોંઘી અનેરી મીઠાશ રે!
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી! ૫

કોઈએ જોયાં, જીરવી જોગવ્યાં રે
એ નવનયનતણાં આશ્ચર્ય:
એક જ દાણે ઢાંક્યાં હતાં
તે આ સાંપડ્યાં સુરસૌંદર્ય રે!
સંતો! આંખે ઊગ્યાં અજવાળિયાં એ જી! ૬

ગંગાસ્નાન દઈ અશ્રુનું રે
કીધાં આત્મનયન રસલોલ:
એક એક કિરણે ઝૂલતો
અદલ આનંદ આકમઝોલ રે!
સંતો! એવાં ઊગ્યાં અજવાળિયાં એ જી! ૭

## પ્રણવશક્તિ

• રાગ કાફી—તાલ લાવણી* •

ઓમ વિના નથી આરો રે,
સમજ મનવા!
ઓમ વિના નથી આરો!—(ધ્રુવ)

નાથ દયાસાગર અમી કેરો,
ગૂઢ સુણાવે શબ્દ અનેરો:
એ વિણ ભવસાગર ખારો, ખારો, ખારો રે:
સમજ મનવા!
ઓમ વિના નથી આરો!—ઓમ૦ ૧

તનતંબૂરે લે તક સાધી,
તાર ત્રિવિધ એના ત્યાં બાંધી!
છેડી જો પછી એ તારો, તારો, તારો રે!
સમજ મનવા!
ઓમ વિના નથી આરો!—ઓમ૦ ૨

* "દાસ પરે દયા લાવો રે," એ રાહ.

હિંગત દે અંતરની ખોલી,
અનંતતાની સુણી લે બોલી!
એનો રવ છે કંઈ ન્યારો, ન્યારો, ન્યારો રે!
સમજ મનવા!
ઓમ વિના નથી આરો!—ઓમ૦ ૩

સ્વર સ્વરથી સ્વર્ગો ઊઘડશે,
પ્રભુસિંહાસન નજરે પડશે:
જડશે ફરી ક્યાં એ વારો, વારો, વારો રે?
સમજ મનવા!
ઓમ વિના નથી આરો!—ઓમ૦ ૪

## વલોણું

• પદ* •

હદ બેહદ હું તો ઊડું આકાશે રે,
વિશ્વોનાં ચાલે જ્યાં વલોણાં રે ·
એ રે વલોણાં કેરાં નેતરાં ઝાલવા રે
આવોને પૃથ્વીનાં પરોણાં રે !
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૧

ગોકુળમાં ગોપ અને ગોપીઓ સાથે રે
રાધાએ ને કહાને એ વલોવ્યાં રે;
એ રે વલોણાં કોઈએ સમજીને ગાયાં રે,
કોઈએ વણસમજે વગોવ્યાં રે:
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૨

સકળ બ્રહ્માંડ કેરી ગોળી કરીને રે
મૂક્યો ત્યાં જ્યોતિનો રવાયો રે;
પંચતત્ત્વો કેરાં નેતરાં છે બાંધ્યાં રે,
વલોણાંનો ઠાઠ એ રચાયો રે!
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૩

* "મનને ચઢાવી મેલ્યુ ચાકડે રે,"—એ રાહ.

એક કોર પ્રકૃતિ એ નેતરાંને તાણે રે,
એક કોર પુરુષ ઘુમાવે રે :
ઘૂમે ઘૂમે ને મીઠું છલકે વલોણું રે,
ઉપર અમૃત તરી આવે રે!
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૪

એ રે વલોણું તાણે સૂરજ ને ચંદા રે,
તાણે પૃથ્વી ને ધ્રુવતારો રે;
તાણે અનંતતામાં ઘૂમતાં નક્ષત્રો રે,
લાગ્યો છે નાદ એનો ન્યારો રે!
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૫

અણગણ્યુ યુગથી એ ચાલે વલોણું રે,
અણગણ યુગ બીજા જાશે રે;
આનંદઓઘે ત્યાંથી રેલી ગંગાજી રે
અમૃત એનાં સૌને પાશે રે!
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૬

આવો સંસારિયાં ને આવો વેરાગિયાં રે!
ઘમ્મર વલોણું એ ઘુમાવો રે!
અમૃત ઊતરશે અદલ એનાં અણમૂલાં રે:
અવસર ચૂકશો મા આ'વો રે!
હદ બેહદ હું તો ઊડું આકાશે રે. ૭

## મારે દ્વારે

• રાગ જોગીઆ—તાલ દાદરો •

મારો રાજ ઊભો આવી દ્વારે,
મને નહીં સૂઝ પડે તલભાર:
એ તો થાકી થાકી ઠોકા મારે,
રે ક્યાં લગી રાખું એને ઘરબહાર?–(ધ્રુવ)

મોટા એ મહોલનો વૈભવવાસી,
હું તો છું રંક કંગાળ;
મારી પાસે કશું આવી એ માગે?
વિશ્વ છે એનું વિશાળ:

ખાલી ઓરડે વાયુ ફૂંકારે,
કરું ત્યાં શા આદરના શણગાર?
મારો રાજ ઊભો આવી દ્વારે,
મને નહીં સૂઝ પડે તલભાર. ૧

નાથ કહે, તને મેં જ આ કીધો,
હું તો સદા ચાહું રંક;
વિશ્વ ભલે ભરપૂર દિસે પણ
તું વિણ વ્યર્થ નિઃશંક!

તારે માટે આવું વારે વારે,
    થોભું ટાઢ તાપ ને વર્ષા મોઝાર :
મારો રાજ ઊભો આવી દ્વારે,
    મને નહીં સૂઝ પડે તલભાર. ૨

નાથ! કશું નથી મૂલ્ય તો મારું,
    હું તો છું દુઃખનો પહાડ!
સૌનો તજાયો હું સેવું છું સૌને,
    શાને ચાહે વળગાડ?—

તો તો, નાથ કહે, ચાહું વધારે,
    ઉરે તારે એવી વહે અમીધાર!—
મારો રાજ ઊભો આવી દ્વારે,
    મને નહીં સૂઝ પડે તલભાર. ૩

રે જીવ! ક્યાં લગી એને થોભાવે?
    એ જ તારો ભંડાર!
યુગયુગથી તને માગી રહ્યો જે,
    કરી લે તેનો સત્કાર!—

ખોલું દ્વાર ને રાજ પધારે :
    હો નાથ! હવે છોડું નહીં પળવાર!
મારો રાજ ઊભો આવી દ્વારે,
    રે ક્યાં લગી રાખું તેને ઉરબહાર? ૪

## સર્વગોચર

• ૫૬* •

નાથ! જ્યાં જ્યાં હું જોઉં ત્યાં તું જ રે!
તું જ ખીલી રહ્યો વિશ્વકુંજ રે:
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી?—(ધ્રુવ)

કનકે રેલ્યાં દ્વારથી રે
    દીસે સૂર્યભર્યો તુજ હાથ;
જ્યોતિપ્રુવારા ફોરતો
    સૌને તેમાં ઝગાવે સાથ રે:
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી? ૧

સંધ્યા ઉષાના કેશમાં રે
    તારી અંગુલિઓ કરે ગેલ;
પળપળ નવનવ રંગમાં
    તેમાં રેલે હૃદયરસ રેલ રે!
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી? ૨

* "સાધુ! વોહી બિંધ રહેના રામસે એ જી,"—એ ભજનની રાહ

કાળી અંધારી રાતમાં રે
    તારી દિવ્ય ચરણરજ સોહ;
અનંતતાના પંથમાં
    તારકપગલી પડી સહુ જોય રે!
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી? ૩

સાગર કેરી ઊર્મિમાં રે
    તારા ઊછળે સનાતન સૂર;
તેમાં અબોલ ઊંડા વહે
    પેલો નાદ તારો ભરપૂર રે!
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી? ૪

ફૂલે ફૂલે નૂર ઝૂલતું રે
    તારો શ્વાસ સુગંધિત વાય;
થળથળ લીલા લસી રહી
    તારું હૃદય બહેકાવે માંહ્ય રે!
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી? ૫

પ્રાણી પ્રાણીના પ્રાણમાં રે
    ઝળે તારું જ ચેતન એક;
ઠોકી રહ્યો ઉરબારણાં:
    તારો ગજવું અદલ અહાલેક રે!
    નાથ! બીજે ક્યાં જઈ તને શોધવો એ જી? ૬

## આત્માનંદ

• રાગ બિહાગ—તાલ ત્રિતાલ •

નાથ હો! ભરભર લઉં આનંદ!
સ્નેહસુધા રેલાય સદોદિત
ઊગતાં ઉરમાં ચંદ :
નાથ હો! ભરભર લઉં આનંદ!—(ધ્રુવ)

સૃષ્ટિ સકળ આ થાય સુવાસિત
જ્યાં વહે સ્નેહસુગંધ;
સૃષ્ટિ વિષે ન સુગંધ વસે કો,
છે નિજ અંતરબંધ.
નાથ હો! ભરભર લઉં આનંદ! ૧

ચંદ્રતણું અમૃત આકાશે
જ્યોતિ ભરે સુખકંદ;
અંતર કુંભ ભર્યો અમૃતનો,
તે છલકે નિજ છંદ :
નાથ હો! ભરભર લઉં આનંદ! ૨

રસનામાં રસકસ સૌ વસતા,
તે વિણ રસ સૌ મંદ :
શૂન્ય હૃદય શો રસ લઈ જાણે,
જો ન ઊઠે ત્યાં સ્પંદ ?
નાથ હો ! ભરભર લઉં આનંદ ! ૩

ફૂલ ફૂલ ડોલે, પાન હીંચોળે,
ખોલે પ્રાણ બુલંદ ;
અનંતતાને આંગણ ઢોળે
ઉર નિજ તારકવૃંદ :
નાથ હો ! ભરભર લઉં આનંદ ! ૪

જ્યોતિ સ્ફુરે નહીં, જ્યોતિ ઝરે નહીં,
એ આંખો રહે અંધ :
નાથ ! સભર આનંદ ભરી ઉર
જગત વહું મુજ સ્કંધ !
નાથ હો ! ભરભર લઉં આનંદ ! ૫

## માલિકની મહેર

• ૫૬* •

તારી તે મહેર, મારા માલિક! છે કેવી રે!
સૃષ્ટિ છલકાય તારા સ્નેહે રે:
તારા પ્રસાદથી છે અણુ યે ન ખાલી રે,
ખીલે બધું તુજ અમીમેહે રે:
તારી તે મહેર, મારા માલિક! છે કેવી રે! ૧

આભે અંધારપાટી પ્રકૃતિએ ટાંગી રે,
તો તેં લખ્યા ત્યાં જ્યોતિલેખો રે;
અંધી આ રહેતે સદા માનવની આંખો રે,
જો ન જડત એ હીરામેખો રે!
તારી તે મહેર, મ રા માલિક! છે કેવી રે! ૨

તારી અમારી વચ્ચે વાદળ છાતાં તું રે
તેની પખાલ ચીરે વીજે રે!
અમૃત ત્યાંથી વરસી અમને તું રાખે રે
પાવન તે પંથની પતીજે રે!
તારી તે મહેર, મારા માલિક! છે કેવી રે! ૩

* "મનને ચઢાવી મેલ્યુ ચાકડે રે," એ ભજનની રાહ.

ડુંગર પર ડુંગર જ્યાં ઘનના ખડકાઈને રે
    દૃષ્ટિ ડુબાવે ચારે કોરે રે,
લોચન ઉઘાડી તું ત્યાં અમને હીંચોળે રે
    રંગરંગભર્યા હીરદોરે રે!
    તારી તે મહેર, મારા માલિક! છે કેવી રે! ૪

વસમાં છે વિખડાં તો અમૃત તેં આપ્યાં રે,
    કાંટા ઊગ્યા તો ફૂલ કીધાં રે;
માટીનાં પિંજરે ચે પ્રાણ ઉડાવ્યા રે,
    દુખમાંથી સુખ તેં જ દીધાં રે!
    તારી તે મહેર, મારા માલિક! છે કેવી રે! ૫

તારી તે મહેર, મારા માલિક! ક્યાં અટકે રે?
    આપ્યો તું જાય કોટાનકોટી રે!
અદલ બ્રહ્માંડો ભલે ઊભાં રહે સામે રે,
    તારી છે બાથ કેવી મોટી રે!
    તારી તે મહેર, મારા માલિક! છે કેવી રે! ૬

## ભક્તવીરની વાંછા

• રાગ માઢ—તાલ દાદરો •

તારું આપ્યું હું લઈને શું કરું?
  મને નાથ જીત્યાના કોડ!—(ધ્રુવ)

ધામ ધરા ને ધન ખૂબ આપે,
  આપે તું વિશ્વ અલોડ:
રાખી ન જાણે તે ચાખી શું માણે?
  મારે તો વીરની હોડ રે:
    મને નાથ જીત્યાના કોડ! ૧

આભલે આભલે ઈંદ્રધનુની
  છો લટકે બહુ માળ:
વીજ ને વાયુશું ખેલવા, ભરે
  મેઘ ગગનમાં ફાળ રે:
    મને નાથ જીત્યાના કોડ! ૨

આપી આપીને તું આપશે શું?
આપ્યું ન પૂગે જરાય:
જગત ખૂટે, તારાં સ્વર્ગો યે ખૂટે:
હૈયું ન મારું ધરાય રે:
મને નાથ જીત્યાના કોડ! ૩

હાર ને જીતના ખેલ મેં માંડ્યા,
ત્યાં તે શા ઓડવા હાથ?
હારું તો જગત ને જન્મ હું હારું:
જીતું તો તુજને, હો નાથ રે!
મને નાથ જીત્યાના કોડ! ૪

તારો નમાલો ભક્ત ના ગણુતો,
ગણજે મને નરવીર!
લાખો તારાના ભાલા હું ભોંકી
ચીરું આ વિશ્વનાં ચીર રે:
મને નાથ જીત્યાના કોડ! ૫

વીંધું આકાશ ને ફોડું પાતાળ ને
જીતું તુજ તખ્ત ને તાજ!—
"માગ રે માગ" તું કહે, પણ માગું શું?
મારું જ છે તુજ ઉરરાજ રે!
મને નાથ જીત્યાના કોડ! ૬

## સતત વિશ્વવસંત

• રાગ કાફી—હોરી •

વિલસે વિશ્વલીલા વસંતે,
નાથ નાચે અનંતે !—(ધ્રુવ)

આનંદ આનંદ ઊછળી રહ્યો છે તારક સૂરજ ચંદે.
નંદનવન ત્રિભુવન જનજીવન એ નવયૌવન સ્પંદે ;
તગે તનમન તંતતંતે !—
નાથ નાચે અનંતે ! ૧

ગાલ ગુલાલથી લાલ કરી નાચે સંધ્યા ઉષા આલસકંધે ;
વન ઉપવનમાં પવન વાઈ ગાતો, મુદિત સુમનની સુગંધે ;
ચઢે રંગ એ વિશ્વચંતે !—
નાથ નાચે અનંતે ! ૨

તાન તનાવટ, ગાન જમાવટ, તાલ સુરાવટ સંધે ;
જળજળ થળથળ ભૂરકી પડી એ પ્રબળ પ્રબોધન બંધે ;
ખલક ખીલી રહી ખૂબ ખંતે !—
નાથ નાચે અનંતે ! ૩

મસ્ત હુલે રતનાગર સાગર, ફાગ રમી અમી મથે;
તતથેઈકારે ગગન ઘન ઘૂમે, રસબસ થઈ ભૂમિપંથે :
દિસે દોર ઝૂલતા દિગંતે!—
નાથ નાચે અનંતે! ૪

ભીતર બાહર, ગુપ્ત કે જાહર, ફાગ જ વિશ્વ સાધંતે,
એ પીચકારી ઝીલીને ભીંજાવી આ જગત ભગત સાધુ સંતે,
અમર હોરી ગાઈ ગુણવંતે!—
નાથ નાચે અનંતે! ૫

આવોની લૈયા! ખલક ખેલૈયા! તતતતથૈયા જ અંતે!
એ રસરંગે સતત વિશ્વસંગે આ રમિયે આનંદે વસંતે!
અદલ આવો હૃદય હસંતે!—
નાથ નાચે અનંતે! ૬

સતત ખેલો વિશ્વવસંતે,
નાથ સાથે અનંતે!

## પ્રભુનાં તેડાં

• રાગ જોગીઆ—તાલ દાદરો •

પ્રભુ ! તારાં તેડાં તે આવશે ક્યારે ?
ઊભો તારી આંગણે જોતો હું વાટ :
પ્રભુ ! તારા શબ્દ સુણાવશે ક્યારે ?
ક્યારે મારા ટાળશે ઉરના ઉચાટ ?—(ધ્રુવ)

આંગણ વાળ્યાં, પાણીડાં છાંટ્યાં,
પૂર્યાં આ ચંદનચોક :
સાંજે, સવારે, બપોરે કે રાતે એ
આવે ઓચિંતાં આલોક :

પ્રભુ ! મારાં દ્વાર દીપાવશે ક્યારે ?
ધોયા મારા આંસુનીરે ઉરઘાટ :
પ્રભુ ! તારાં તેડાં તે આવશે ક્યારે ?
ઊભો તારી આંગણે જોતો હું વાટ. ૧

મારે વસંત કે વર્ષા હેમંત શી ?
મારે શી આજ કે કાલ ?
જાઉં સ્વધામે સ્વજનમાં તો મધુરું:
હું તો પ્રભુ ! તુજ બાળ :

પ્રભુ! તારે હૈયે સમાવશે ક્યારે?
ક્યારે મારાં ચુંબશે ધગતાં લલાટ?
પ્રભુ! તારાં તેડાં તે આવશે ક્યારે?
ઊભો તારી આંગણે જોતો હુ વાટ. ૨

સ્વજન રડે કે સ્નેહી રડે ઘડી;
મારે તો હાસ્ય અનન્ય:
હો પ્રભુ! તારાં આ અંત્ય મિલનથી
અવર કશું વધુ ધન્ય?

પ્રભુ! તારી વીજ 'ઝળાવશે ક્યારે?
ક્યારે' પડે અક્ષર તુજ નભપાટ?
પ્રભુ! તારાં તેડાં તે આવશે ક્યારે?
ઊભો તારી આંગણે જોતો હુ વાટ. ૩

વાદળ ખસશે, આભ ઊઘડશે,
ખોલશે બારી અદીઠ;
લાખો સૂર્યોનાં તેજ ઝબૂકશે,
ઠરશે ત્યાં તો મુજ મીટ!

પ્રભુ! મારાં હૈયાં હુલાવશે ક્યારે?
ક્યારે એવાં દર્શન મળશે વિરાટ?
પ્રભુ! તારાં તેડાં તે આવશે ક્યારે?
જોઉં તારી જીવનભર અહીં વાટ! ૪

## દૂર જતાં ડગલાં

• ઝીણા ઝરમર વરસે મેહ •

આવે આવે આછાં તેજ ને વિલાય:
સતાવો હજી શાને, ભલાં?
મારા જીવનનો દીવડો ઝુમાય:
સતાવો હજી શાને, ભલાં?—(ધ્રુવ)

કોટિક દીવાભરી આવી દીવાળી,
રૂપાળી ને રઢિયાળી રે;
કાળી કાળી રજનીને કરતી અજવાળી, તોય
નિરખું નિરાળી ન્યાળી ન્યાળી:
સતાવો હજી શાને, ભલાં?

દૂર દૂર દિશા ખુલતી દેખાય:
સતાવો હજી શાને, ભલાં?
આવે આવે આછાં તેજ ને વિલાય:
સતાવો હજી શાને, ભલાં? ૧

ઊગ્યો, તપ્યો ને આભે આથમણે ઊતર્યો
સૂર્ય દિગંત-ઉછંગે રે:
ઉષા સંધ્યાના રંગે રમ્યો ઉમંગે, હાવે
રમશે તારા સિતારા સંગે!
સતાવો હજી શાને, ભલાં?

દૂર દૂર વીજ ઝબકી છુપાય:
સતાવો હજી શાને, ભલાં?
આવે આવે આછાં તેજ ને વિલાય:
સતાવો હજી શાને, ભલાં? ૨

લીંપી ગૂંપીને પેલાં આંગણ અજવાળ્યાં,
ઊંડેરાં હાલ્યાં મારાં સોણાં રે;
ધારી ધારીને આંખો જોતી રહે મારી, ત્યાં
પાછાં ફરી તે કેવાં જોણાં?
સતાવો હજી શાને, ભલાં?

દૂર દૂર મારાં ડગલાં મંડાય:
બોલાવો હજી શાને, ભલાં?
આવે આવે આછાં તેજ ને વિલાય:
ઘેલાવો હજી શાને, ભલાં? ૩

## દૂરની ઘંટડી

• ઘોળ* •

વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી!
    ધીરે ધીરે સરતા આવે એના સૂર;
ઊંડા અનંત પથ પરથી સુણું કંઈ આવતા
    તારકપગલીશા પડઘા અંદર ને દૂર!
    વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૧

સંધ્યાનાં ફૂલો વેરાતાં સૂરજવાટમાં,
    ત્યાં તો ઉઘાડે રજની અજનમય આંખ;
લાખો રૂપેરી ઘંટડીઓ ભરી રણકારતી
    ઊડતી આવે અદ્‌ભુત કાળતણી ત્યાં પાંખ!
    વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૨

* "માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે, [illegible]" એ રાહ

ઊડ્યાં સ્વપ્ન ઉષાનાં સુરવનકુંજ સ્મરાવતાં,
    પરમ પ્રભાતતણુંય વિલોપ્યાં મોતનચિત્ર;
વિરમ્યા તેજલ હય ખૂંદી શિખરો મધ્યાહ્નનનાં,
    સંધ્યાનયને હાવે ઝૂમે શાંતિ પવિત્ર!
    વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૩

સ્નેહ અને જીવન કેરાં આતિથ્ય મળ્યાં ભલાં,
    પગમાં ભાંગ્યા કંટક ત્યમ આવ્યાં કર ફૂલ;
મટ્ટીની કાયામાં મહોર્યો પ્રાણ પ્રભાભર્યો;—
    ફૂટે દીવી: થાય ભલે દીપક પણ ગૂલ!
    વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૪

ભાગે આવ્યું તે સૌ ભાગ્ય પ્રમાણે ભોગવ્યું,
    પ્રભુએ દીધું તે સૌ લીધું બંને હાથ;
જીવનની નાંવડીએ બેસી ફરજ અદા કીધી;—
    એ ડૂબે: પણ ત્યાં મુજ કર ધારે મુજ નાથ!
    વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૫

ધરતીમાતા કરી દેશે કાયાનું ફૂલડું,
    પ્રાણે કો નવતારક ચેતવશે આકાશ;
મારાં ગીત વસંતઉરે નવફાગ ઉડાવશે,
    તેમાં ખીલશે ને ટમટમશે મારી આશ!
    વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૬

પેલાં દિવ્યપ્રભાદ્વારો અધઊઘડ્યાં દીસતાં,
  પેલા ઘંટડીના સરતા વધુ મધુરા સૂર;
મારા આત્માની પાંખો ઊડવા પહોળી થતી,
  મારી આંખોમાં ઊગતાં નવનંદનનૂર!
  વહાલાં! મીઠી મીઠી વાગે દૂર કો ઘંટડી! ૭

ગુર્જરીકંઠ થકી આ મોતનમાળા ગીતની,
  બ્હેનો બંધુ થકી આ મારો નિર્મળ સ્નેહ;
પરમાત્મા માટે આ મારો આત્મ અદલ બધો—
  વહાલાં! ઘેર જવાની છે લાખેણી લેહ!
  વહાલાં! મીઠી મીઠી વાગે ઘરની ઘંટડી! ૮

સમાપ્ત

# ટિપ્પણ

કવિએ કલ્યાણ સાધવા માટેની આ ભજનમાળાના પાંચ ખંડ પાડેલા છેઃ ઝંખના, આવરણ, સાધન, પ્રકાશ અને આનંદ; અને એ પાંચે ખંડનાં ભજનો એક જ દોરામાં પરોવેલાં છે. ભક્તિમાર્ગ પર ચઢેલા માનસનો વિકાસ એમાં ક્રમેક્રમે સધાતો પ્રત્યક્ષ થાય છે.

પૃષ્ઠ ૩. **થાળની ભેટ.** વિવિધતા ને વિચિત્રતાથી ભરેલા વિશ્વમાંથી તીર્થે તીર્થે ભટકીને બધામાંથી અમૃતરસ લઈને પ્રભુને ધરાવવા માટે કવિ થાળ તૈયાર કરે છે. કાશી જેવાં અનેક તીર્થોથી પવિત્ર જળ ભરી લાવતા કાવડિયા સાધુની જેમ આ કવિની થાળમા પણ અનેક અમૃતરસ ભરેલા છે.

કડી ૪. વેદનારૂપી અમૃત વડે જામેલો આંખમાથી ઝરતો હ્રદયકમળનો રસ–એ મારૂં અમૃત તત્ત્વ છે, અને વિશ્વમાં બીજે સ્થળે એ જડે એમ નથી. જગતની વેદનાના અનુભવે આર્દ્ર બનેલા હૈયાનો રસ–ભક્તિભાવ–એને કવિ પોતાના જીવનનું અમર તત્ત્વ–ઈશ્વરને ભેટ ધરવા યોગ્ય–ગણાવે છે.

પૃષ્ઠ ૫. **અમૃત તૃષા.** જગતના દુઃખમય અનુભવોને લીધે દિલમાં દાહ ઉઠ્યો છે તેને મટાડે એવા અમૃતની તીવ્ર ઉત્કંઠા પ્રદર્શિત કરી કવિ સંતોને ને ઈશ્વરના ભક્તોને પોતાની સાથે લેવા વિનવે છે.

કડી ૪. કારણ કે પાર્થિવ જળથી સંતોષાય એવી અમારી તૃષા નથી. કોણ જાણે શાથી આ બળતી ને બાળતી પૃથ્વી પર અમે આવી પડ્યા છીએ ! અર્થાત્ બાહ્ય જગતની વસ્તુઓ આત્માની તૃષા સંતોષી શકે એમ નથી.

કડી ૫. એ અમૃત—નિર્વાણ, મોક્ષ, ઈશ્વરસાન્નિધ્ય, પ્રભુકૃપાનાં અમૃત–માટેની તરસની પીડા ઘણી સખ્ત છે. આખું જીવન વેદનાભરપૂર–બળતા રણ જેવું લાગે છે. કવિ સંતો ને ભક્તો પાસે માગણી કરે છે કે આ એક જીવનની નહિ પણ ભવેભવની તૃષા મટાડે–જીવનના અંતિમધ્યેયનો સાક્ષાત્કાર કરાવે–એવું અમૃત મને કોઈ મેળવી આપો.

પૃષ્ઠ ૭. **પ્રભુપ્રેમના પાગલ.** અમે પ્રભુપ્રેમમા ઘેલા બની ગયા છીએ. બીજી કોઈ વસ્તુમાં અમારૂં ચિત્ત ચોંટતું નથી.

કડી ૨. જગતનો ત્યાગ કરનારા સંન્યાસી શરીરે ભસ્મ ચોળે છે. અમે પણ ઈશ્વરના પ્રેમમાં એટલા મસ્ત થઈ ગયા છીએ કે અમે બાહ્ય જગત બાળીને

ી રાખ અમારા શરીર પર ચોળી છે, અર્થાત્ જગતના બાહ્ય પદાર્થમા અમને ા રસ રહ્યો નથી અમારી સર્વ વૃત્તિઓ કેવળ ઈશ્વર તરફ જ વળી છે

કડી ૬ જગતરૂપી વસ્ત્ર અમારે શા કામનુ છે? એ પહેરવાથી તો ઉલટુ ારુ શરીર મેલુ બને અમને તો એ વસ્ત્રના પહેરનાર-પ્રભુ-તરફ પ્રેમ છે તની ઉપાધિમા પડવાથી અમારો આત્મા હીન બને અમને તો જગતના ંક ને ચાલક તરફ જ પ્રીતિ છે જેમ પ્રિયાના વસ્ત્રો નથી જોતો, એને તો ાના જ દર્શન કરવા હોય છે, તેમ અમારે ઈશ્વરકૃત જગત નથી જોઈતુ પણ ર્તા ઈશ્વર જ જોઈએ છે

કડી ૮ હદ છોડીને એટલે આ સાન્ત જગત તજીને અમે બેહદમા અન-ામા પ્રભુમયતામા-ગયા એ અનુભવ વર્ણવી શકાય એવો નથી તમે ડાહ્યા દુનીયાદારીના માણસ હો, તો અમારા જેવા ઈશ્વર પાછળ પાગલ બનેલા ા સાથમા ન આવશો

પૃષ્ઠ ૮ રમરેલ સર્વં खल्विदं ब्रह्म આ બધુ જ બ્રહ્મ છે એનાથી ભિન્ન ઈ જ નથી જે જે દેખાય છે તે સર્વની પાછળ એક જ અખડ આત્મતત્ત્વ ો છે

કડી ૨ એકતાની ભાવનાના રસે આખી ખલક-દુનિયા ભીંજાઈ રહી છે કોઈ પણ પ્રકારની ભિન્નતા રહી નથી આખ બને કરોડ છે પણ તે એક જ ુ ગ્રહણ કરે છે તેવી રીતે દુનિયામા દેખાય છે કરોડ જુદી જુદી વસ્તુએ તે સર્વની પાછળ રહેલુ તત્ત્વ તો એક જ છે

કડી ૮ એ બ્રહ્મરસમા આત્મૈક્યભાવના રસમા જે પૂરેપૂરા ડૂબી ગયા ત્ જેને એનો સપૂર્ણ રીતે અનુભવ થયો તે જ આ સસારને તરી ગયા

કડી ૧૦ દેહને લીધે 'મારુ તારુ' આદિ ભેદભાવ પ્રવર્તે છે એ દેહા ાન ખસેડીને જુઓ તો માલુમ પડશે કે આ બધુ જ બ્રહ્મસ્વરૂપ છે અને એ ભવ થયા પછી કોણ એનાથી જુદુ રહી શકશે?

પૃષ્ઠ ૧૦ આત્માનો મગો અગના એટલે કે પાર્થિવ સંબધના ઓ દૂર છે કે પાસે છે તે પણ મારાથી પરખાતુ નથી તુ જ મારા આત્માનો છે અને મારુ હૃદય તારુ જ સગપણ કબૂલ કરે છે તુ મને મૂકીને ક્યાય જાય એવી મને ખાતરી છે

કડી ૨ માટીનુ બનેલુ આ સ્થૂળ શરીર ને રેતીના બન્યા હોય એવા સગાવહાલાઓમા વિશ્વાસ રાખીને આખી દુનિયા ભ્રમણામા પડી છે

કારણ કે જેની આખને હૃદયના ચેતનનો પ્રકાશ નથી સાપડ્યો, અર્થાત્ જેને આધ્યાત્મિક દૃષ્ટિ નથી મળી, તેને તુ શી રીતે દેખાવાનો હતો ?

કડી ૩ શુ વ પક્ષમા ચન્દ્રનુ તેજ ખીલે છે પણ અમાસ આવ્યે ચન્દ્રિકાનો પ્રકાશ જતો રહે છે ને દુનિયામા અંધકાર ફેલાય છે, કારણ કે ચન્દ્રનુ તેજ એ તેના આત્માનું પોતાનુ તેજ નથી એ તો પરતેજે પ્રકાશે છે તે જ રીતે સગા વહાલાઓ એ આત્માના સાચા સગાવહાલા નથી એમની માયામમતા જૂઠી હોય છે આત્માનો સાચો સગો તો ઈશ્વર જ છે

પૃષ્ઠ ૧૨. **દર્શનની ઝંખના.** ઈશ્વરના દર્શનની ઝંખના કવિના હૃદયમા જાગે છે ને એ એને સર્વત્ર ઢૂંઢે છે. હૃદયમા ભાવનો સમુદ્ર ઉભરાય છે આકાશને અડે એટલા ઊંચા મોજાં એમા આવે છે પણ છેવટે તો એ મોજાંઓ ફૂટીફૂટીને કિનારે અટકે છે ઈશ્વરના દર્શન થતા નથી વીજળીની પાખ પર ચઢીને આકાશ ને સૃષ્ટિ એ ખોળી વળે છે સૂર્યચન્દ્રની પીઠ પર બેસીને કિરણે કિરણ ઢૂંઢી વળે છે સ્વર્ગ ને પાતાળના ભેદ ખોલે છે તારા, ઉષા, સન્ધ્યા, ઈન્દ્રધનુષ, રાત, દિવસ ઈત્યાદિમા ઈશ્વરને શોધતા કવિ મથે છે પણ એમા સંપૂર્ણ દર્શન થતા નથી,

કડી ૭ એ ઈશ્વર અંદર હશે કે બહાર છુપાયો હશે ? એનો આકાર કેવો હશે ? મારામા ને તારામા સર્વત્ર એ જ રહેલો છે, તો એના જુદા આકારની કલ્પના શી રીતે કરવી ? એ તો આપણી આખની કીકીમા જ વસ્યો છે એ દૃશ્ય નથી પણ દ્રષ્ટા પોતે જ છે એને ક્યા જોવા જવો ? મારી કીકીના દ્વાર કોઈ ખોલો, અર્થાત્ આત્માની દૃષ્ટિ ઉઘાડો તો એના દર્શન થશે

પૃષ્ઠ ૧૬ **છુપામણાં.** મારો પ્રભુ સતાઈ ગયો છે એને ક્યા શોધુ ? નીચે, પૃથ્વી પર લીનાના-માયાના-અનેક પડદા પડ્યા છે ઉપર, આકાશમા અસંખ્ય તારાઓનુ ટોળું જામ્યુ છે એ સર્વમા મારો પ્રભુ ચાક સંતાઈ રહ્યો છે દશે દિશાની દોર બનાવી હુ ઊંચા આભને હીંડોળું છુ આ બાજુ વાદળો ને પેલી તરફ તારાઓ બન્ને વચ્ચે મારુ ભોળુ હૃદય ઝોલા ખાય છે મારો પ્રભુ જડતો નથી ને જીંદગી મને નીરસ ભાસે છે કોઈ સંત પુરુષ મને માર્ગ બતાવો, કારણ કે બ્રહ્માડ ગમે તેટલુ મોટુ હશે પણ પ્રેમ આગળ એનો વિસ્તાર કંઈ વિસાતમા નથી આ મહાવિશાળ વિશ્વમા છુપાએલી વસ્તુને પ્રેમ તરત પકડી શકે છે "પ્રેમના તંતમા સંત ઝાલે"

પૃષ્ઠ ૧૮. **સત્યની શોધ.** કવિ ઈશ્વરને કહે છે, આખા સંસારમા તારું સત્ય હું ક્યા જઈને શોધી કાઢું ?

કડી ૪ કોઈક ખાણમા રત્ન છુપાઈ રહ્યુ હોય, કોઈ પત્થરની અંદર અગ્નિ છુપાઈ રહ્યો હોય, એમ તારું સત્ય છુપાઈ રહ્યુ છે હિરણ્મયેન પાત્રેણ સત્યસ્યાપિ હિતં મુખમ્ । સુવર્ણના પાત્રથી સત્યનુ મુખ ઢંકાઈ ગયુ છે બધે અંધારું છવાઈ ગયુ છે, ત્યાં ઢાંકણાને કોણ ઉપાડી શકશે?

કડી ૫-૬ કોઈક શરમાળી સુન્દરી પેઠે વીજળી ચમક ઝબકીને છુપાઈ જાય છે 'આ રહી' એમ આંખ કહે છે પણ વીજળી તો જતી રહે છે ને પાછળ અંધારું રહી જાય છે એમ તારા સત્યનો ઝબકાર કોઈક વાર જણાય છે પણ તેનુ હું ગ્રહણ કરી શકું તે પહેલા તો એ અલોપ થઈ જાય છે હું એને શોધવા જાઉં છુ ને એ ત્યાથી છટકી જાય છે હું હાથ વડે પકડું છુ, પણ મારો હાથ ખાલી ને ખાલી રહે છે શું આખરે યુગેયુગથી આ જ પ્રણાલી-પદ્ધતિ-ચાલુ રહેવાની છે?

કડી ૮ પણ મારી શોધ છેક નકામી તો નહિ જ નીવડે હારતુ હારતુ પણ મારુ હૃદય લડત ચાલુ રાખશે. સત્યની શોધમા આડે આવતા વિઘ્નો સામે એ ઝઘડશે અને પછી દિવ્ય દિશાના-આધ્યાત્મિક રહસ્યના પડો ધીરે ધીરે ઊઘડશે, અને પછી તો "હે હરિ" એમ માત્ર "હરિ" નામનો ઉચ્ચાર કરતા જ તુરત મને તેમા જ જગી આવશે!

પૃ૦ ૨૦. **દિશાસૂચન.** સંત પુરુષ વગર પ્રભુનો માર્ગ કોઈ બતાવી શકે એમ નથી ભલે લાખો પુસ્તકો પઢો પણ અનુભવી સંતો વગર એ માર્ગના કોઈ ભોમિયા થઈ શકે એમ નથી જગતના માર્ગ કરતા એ માર્ગ ઘણો વિચિત્ર અને અટપટો છે

કડી ૨ દુનિયામા નદી સમુદ્રને મળવા દોડે છે, પણ આ માર્ગમા તો સમુદ્ર નદીને મળવા દોડે છે, નદી પહાડ-પોતાના જન્મસ્થાન-ને મળવા ઈચ્છે છે ને પર્વત પાતાળને પકડવા આતુર બને છે અર્થાત્ માયાને લીધે અનેક પ્રકારના નામ ને રૂપના ભેદ વડે વિલસી રહેલો જીવાત્મા બધા ભેદભાવ મટાડી એક પર આત્મ તત્ત્વમા વિલીન થવા માગે છે, પણ વચ્ચે આડી દિવાલ ઊભી છે-અનેક અંતરાયો આવે છે, ને સંત પુરુષ વિના એ અંતરાયો શી રીતે ઓળંગવા તે કોઈ બતાવી શકે તેમ નથી

કડી ૬ વાદળા ગગનને ઘેરી લે અને અંધારું ઘોર બને ત્યા એક સૂર્ય વિના તો એ વાદળ પર ઈન્દ્રધનુષ્યનો ચમત્કાર કોણ બતાવશે?

પૃ૦ ૨૨. **પ્રભુની સ્નેહઠગાઈ** પ્રભુ જગતરૂપી રમકડુ આગળ ધરી પોતે છુપાઈ રહે છે જગતની અનેક લીલા ને લાલચોમા બધા લોભાઈને પ્રભુને પકડી શકતા નથી પણ મારે જગતનુ કામ નથી, મારે તો તારું જ કામ છે

કડી ૬–૭ તેં રચેલી માયાના લટકે બધાં મોહ પામે છે હું પણ માણસ છુ એટલે ઘડીભર એનાથી ખેંચાઈ જાઉં છુ આ દુનિયાનાં સુખ વિલાસ વગેરેના આકર્ષણે બંધાઈ તને ભૂલી જાઉં છું પણ ત્યા તારો સાદ સંભળાતા–તારી મદદ ખડી થતાં ભૂલમા પડેલો મારો આત્મા ફરી જાગૃત થાય છે ને હુ સમજું છુ કે આ જગત દેખાય છે તે તુ નથી, એમાં તારી અનેક પ્રતિમૂર્તિ–નકલો છે, પણ તારું સાચું સ્વરૂપ નથી તારા પ્રતિબિમ્બો છે–પણ મૂળ બિમ્બ તો બીજે જ છુપાયુ છે. એવુ તારું જગત મારે નથી જોઈતુ જેમ કોઈ મનુષ્ય બાળકને રમકડાં રમવા આપી પોતે સંતાઈ રહે તેમ તુ મને જગતના વિવિધ પદાર્થો રૂપી રમકડા આપી સંતાઈ રહ્યો છે મારે શુ આખી જીંદગી આવા રમકડાંથી રમીને જ સંતોષ માનવો? અમારે તારા વિયોગે રડવું રહ્યુ, ને તુ તો સંતાઈને જોયા કરે છે! તુ નવાનવાં રમકડા આપે છે પણ તે ભાગી નહિ જાય? આ ક્ષણભંગુર જગતના પદાર્થો ક્ષણજીવી જ રહેવાના. આવી તારી પ્રેમભરી બનાવટ શાશ્વત–હંમેશાની–છે. પણ મારે તો એવુ જગત નથી જોઈતુ

પૃષ્ઠ ૨૫. પ્રભુનો જ સાથ. મારે સ્વર્ગ જોઈતુ નથી, મારે તો પ્રભુ! ફક્ત તારો સાથ જોઈએ છે તારા વિના બીજું સર્વ ઊણુ ને અધુરૂ છે

કડી ૪ વરસાદના થોડાક બુંદ પડે કે કમોસમમા માવઠું થાય તેથી જેમ પાક નીપજતો નથી, તેમ સ્વર્ગ મળ્યે મારા અંતરની આશા સંપૂર્ણ રીતે સંતોષાય એમ નથી હુ તો તારી કૃપાની ભરપૂર હેલીઓ વાછુ છુ

કડી ૬ સમુદ્રમા મોતી પાકે એવુ તારું નૂર છે હુ નાના સરખા બિન્દુ જેવો છુ–પણ એ સિન્ધુનુ–દરિયાનુ બિન્દુ છુ એટલે આપણા બનેનુ પોત એક જ છે બંનેમા એક જ મૂળ તત્ત્વ રહેલુ છે માટે મને તારો જ સાથ જોઈએ છે

પૃષ્ઠ ૨૯. તલાવડી દૂધે ભરી રે. વિશ્વરૂપી આ તલાવડી શુદ્ધ ચેતનરૂપી દૂધથી ભરેલી છે ને પુણ્યકૃત્યરૂપી મોતી વડે એની પાળ બાંધી છે ત્યાં ઉચ્ચ પ્રદેશનો હંસ, ઈશ્વરનો અંશભૂત જીવાત્મા, આવીને દૂધ ને મોતી છાંડીને લીલી શેવાળ ચરે છે, અર્થાત્ આધ્યાત્મિક તત્ત્વથી વિમુખ થઈ સંસારના બાહ્ય પદાર્થોમા રચ્યોપચ્યો રહે છે એ તળાવે દૂધ ને મોતીનો ચારો ચરવા ચંદા ને તારા આવે છે

કડી ૪–૫ સૂરજ દાદાની દીકરી ઉષા પૂર્વને માંડવે રોજ આ તલાવડી પર આવે છે એમા નાહીને પોતાના વાળે મોતી પરોવે છે ને જગત પર જાતજાતના રંગો પાથરે છે દિનને કરનારા સૂર્યના કિરણરૂપી હંસો દશે દિશાથી ઊડતા

ભમરા કમળ પર ગુંજારવ કરે, વિષયી જીવ વિષયોમાં ભલે અટવાય. તે તારી પાંખ શા માટે બીડી રાખી છે? તુ ઉચ્ચ આધ્યાત્મિક પ્રદેશનો પ્રવાસી છે. તુ તારે ઊડ્યો જા!

પૃષ્ઠ ૩૯. **દેવનો મોક્ષ.** મે મારા મંદિરમાં દેવને સોનાના સિંહાસન પર પધરાવ્યા, મોંઘાં મોંઘા ફૂલો એને ચઢાવ્યાં, ધૂપ ધરાવ્યા, દરરોજ એની પૂજા અર્ચના કરી પણ મારું મંદિર તૂટી ગયુ ને દેવ જતા રહ્યા! બાહ્ય ઉપચારોથી પ્રભુ પકડી શકાતા નથી એને તો સાચા હૃદયની ભક્તિ જોઈએ છે આત્મા-પરમાત્માનું સાટું તો અંતરનું છે, તેને બહારની પૂજા કેમ સિદ્ધ કરે?

પૃષ્ઠ ૪૦. **પ્રભુની પ્રીત.** ઈશ્વર જોડે પ્રીત બાધવી એ સહેલી વાત નથી. એ કાર્ય તો માથું મૂકીને કરવા જેવું વિકટ છે.

કડી ૩ એ કાંઈ મોજમજા કરવાનુ ગ્યાન નથી, પણ પ્રેમનુ પવિત્ર મંદિર છે માથું કાપીને જે પહેલા આંગણામા મૂકે તેને જ એ પ્રેમમંદિરમા પ્રવેશ કરવાનો અધિકાર મળે છે અર્થાત્ હુંપદ તજી, અહંભાવ ભૂલીને જે કેવળ તન્મય થઈ જાય તેના જ હૃદયના પ્રભુ પ્રત્યે સાચો પ્રેમભાવ પ્રકટે છે.

પૃષ્ઠ ૪૨. **મનબંધન.** મારું મન અત્યંત ચંચળ છે. એને તારા તરફ હું શી રીતે વાળું? એને તો અનેક વિષયોમા ભમવાની ટેવ પડી ગઈ છે. ઊડી ઈન્દ્રજાળ-માયાવી રચના-હોય એવુ એ છે એને હુ શી રીતે સ્થિર બનાવું?

કડી ૬ એને હુ લાડ કેમ લડાવુ? ભમતા ઢોરને જેમ ખીલે બાધી તાણું મારવુ પડે છે તેમ એ અત્યંત ચંચળ મનને હુ ઈશ્વરરૂપી ખીલે બાંધી ભક્તિરૂપી તાણું મારું તો જ એ તારા તરફ સ્થિરભાવે વળેલુ રહેશે

પૃષ્ઠ ૪૪. **ઉરની ભરતી** કડી ૧-૨ હે ઈશ્વર, હુ તને મારા મનમા શી રીતે રમાડું? મારુ મન તારી પ્રત્યે શી રીતે વાળું? મારા શરીરમા ને મનમા ખૂબ બળપૂર્વક માયાએ પોતાનુ સામ્રાજ્ય જમાવ્યુ છે જરા પણ જગા તારે માટે બાકી રહી નથી તેમાં તારું ગાન કરી આનંદ પામવા મને સહેજ પણ અવકાશ મળતો નથી પહેલા તો માયા મારા પ્રેમનું પાત્ર-પ્રિયતમા-બનીને મારા મનમાં પેઠી ને હવે એણે મારું આખું જીવન કબજે કરી લીધુ છે

કડી ૪-૫ આ જગતમાં જે ભિન્ન ભિન્ન પદાર્થો દેખાય છે તે નામ તથા રૂપને લીધે જુદા જુદા દેખાય છે તત્ત્વ તો સૌની પાછળ એક જ છે એ નામ રૂપની વ્યાખ્યા કરવા, એના લક્ષણો પકડવા, તુ હુંરૂપે અર્થાત્ માનવી સ્વરૂપે જગતમાં આવ્યો एकोऽहं बहु स्याम् હુ એક છું તે અનેકરૂપે થાઉ, એવી ઈચ્છા કરી

ઉપર આકાશમા મેઘ ઘોર ગર્જન કરી રહ્યા છે પણ મંદિરમા ઘટાનો એટલો અવાજ થઈ રહ્યો છે કે ભક્તોને એનો ખ્યાલ આવી શકતો નથી અર્થાત્ ઉપાસના આદિ બાહ્ય સાધનોમા ગૂંચવાએલા ભક્ત હૃદયને પ્રભુના વિરહની વેદનાનો ખ્યાલ આવી શકતો નથી હે પ્રભુ, તારા પ્રેમની કટારી આજે મારા હૃદયને વાગી ગઈ છે બોલીને કહી ન શકાય એવી તારા ભક્તની એ વિરહવેદના તારા સિવાય કોઈ મટાડી શકે એમ નથી

પૃ૦ ૬૫. **પ્રાર્થના.** કડી ૩ ૪ માયાના પાશમા મને બાધવા જતા ભક્તિના બધનમા બધાઈ જઈને તુ જ મારા હૃદયમા સપડાઈ ગયો છે મેં આખરે તારું સાચુ સ્વરૂપ ઓળખી લીધુ છે હવે તો હુ મુક્ત ન થાઉં ત્યા સુધી તુ પણ છૂટી શકે એમ નથી વાદળાઓ વરસી ગયા પછી આકાશ સ્વચ્છ થઈ જાય છે, તેમ દુ ખોને લીધે મારી આખમાથી આસુ સરી ગયા પછી હવે હૃદય આર્દ્ર થઈ સ્વચ્છ બન્યુ છે હવે હસીને કે રડીને મારે તારી પાસે કંઈ લેવાનુ નથી તારે પણ મારી પાસે કશુ માગવાનુ રહ્યુ નથી સાચું જ્ઞાન થતા હવે લેવાદેવાનુ કંઈ રહ્યુ નહિ

પૃ૦ ૬૯. **લોકદેવની સેવા** મનુષ્યો એજ દેવ છે એ જનતા જનાર્દનની સેવા એ ખરી ઈશ્વરસેવા છે મનુષ્યરૂપે અનેક સ્વરૂપે ઈશ્વર જ વિલસી રહ્યો છે એ પ્રભુની જીવતી પ્રતિમાઓ છે અર્થાત્ ઈશ્વરના જ અશભૂત, ઈશ્વરનુ જ ચૈતન્ય ધારતી એ વ્યક્તિઓ પાષાણાદિની જડ પ્રતિમા કરતા વધારે સેવવા યોગ્ય છે

પૃ૦ ૭૨. **પરમાર્થ** સત પુરુષો હમેશા પારકા માટે જીવે છે એમના શ્વાસોચ્છ્વાસે પરોપકાર કરવાની ઈચ્છા વસી રહેલી હોય છે બીજાનુ ભલુ કરવામા એ પોતાના સુખ સગવડનો જરા પણ વિચાર કરતા નથી સૂર્ય, તારા, મેઘ, વૃક્ષો, નદીઓ, ચદનવૃક્ષ એ સર્વ પોતે જાતે ઘસાઈ કષ્ટ વેઠી અગવડ ભોગવી અન્યનુ ભલુ કરે છે

કડી ૬ માથુ મોટુ પર્વત જેવુ હોય, હમેશા માથુ અક્કડ ને અક્કડ રાખતો હોય, પણ એનુ કુળ નીચનુ હોય છે, સમુદ્ર જેવા લાબાપહોળા દેખાવના હોય છે, પણ હૃદય ભિખારી જેવુ હોય છે., વિદ્વાન હોય, પણ એ વિદ્યા કોઈને ખપ ન લાગે એવો એનો ઉપયોગ કરતા હોય, હૃદયને સ્મશાન જેવુ શૂન્ય બનાવી મૂક્યુ હોય, એવા કેવળ સ્વાર્થમા જ રચ્યાપચ્યા રહેનારા જીવો દુનિયાને શાપ સમાન છે સત પુરુષો તો જગતના ભલાને અર્થે જ જીવન ગાળે છે

પૃ૦ ૭૪. **કર્મચરિત્ર.** કડી ૫ સૂતરના દોરા વણી તેનુ દોરડું બનાવી જેમ કોઈ માણસ તેમા ફસાય, તેમ કર્મરૂપી સૂતરને વણીવણી તેનુ દોરડું

અનાવી આત્મા પોતે જ તેમાં બંધાઈ ગયો છે–જગતની ઉપાધિમાં ફસાઈ ગયો છે. મંદિરમા દેવની સ્થાપના કરવામાં આવે છે તે પણ માયાની ઉપાધિને લીધે જ. નિર્ગુણ નિરાકાર નિરંજન બ્રહ્મને માયાવિષ્ટ બનાવી તેની સગુણ ઈશ્વર તરીકે ઉપાસના કરવામાં આવે છે, તે જ રીતે કર્માદિના બંધનને લીધે શુદ્ધ મુક્ત આત્મા જીવાત્મા તરીકે નાના પ્રકારના ભેદભાવમાં ભમે છે

પૃષ્ઠ ૭૬. **કર્મનાં પ્રતિબિંબ.** કડી ૧. તુ ને તારાં કર્મ એ ભિન્ન વસ્તુ નથી. તારાં કર્મો એ તારા સ્વરૂપનાં જ પ્રતિબિમ્બ છે. જેવો મનુષ્ય તેવાં તેનાં કર્મ, અથવા જેવાં એનાં પૂર્વકર્મ તેવો એ મનુષ્ય આખી દુનિયા ખોળી વળ. એ જ સંસારનો આકર્ષક અરીસો છે. એમાં સારાં નઠારા કર્મો દેખાઈ આવે છે.

કડી ૬. આત્માનું શુદ્ધ જ્યોતિર્મયરૂપ છે એવું જો આપણુ સ્વરૂપ બને તો કર્મરૂપી પ્રતિબિમ્બ પણ તેવું જ શુદ્ધ જ્યોતિર્મય બનશે આત્મા–પરમાત્માની સાચી એકતા સધાશે. શાસ્ત્રો અનેક છે પણ એ સર્વનુ રહસ્ય આટલુ જ છે. આત્મૈક્યના અનુભવની એ સાચી જ્યોતિ મેળવી આ સંસારનાં માયામય કર્મો દૂર કરી નાખ

પૃષ્ઠ ૭૮. **પૂર્ણજીવનની સુંદરતા.** હે મન ! તુ હંમેશા તારા પોતાના જ તરંગમા કેમ રચ્યુ પચ્યું રહે છે ? સ્વ સિવાય બીજું તને કેમ સૂઝતુ જ નથી ? "હુ" એ જ વિશ્વનું સારસર્વસ્વ હોય એમ કેમ માની રહ્યુ છે ? હું તુ એ ભેદ વિશ્વના જીવનમા છે જ નહિ વિશ્વ આખું એક સૂત્રે ગૂંથાએલુ છે

કડી ૩–૪–૫ વૃક્ષના એક જ અંગમા સુંદરતા રહેલી નથી. ફૂલ, પાંદડાં, ડાળી વગેરે વૃક્ષના જુદા જુદા ભાગો છે ને તે સર્વ મળીને આખા વૃક્ષને સુદરતા બક્ષે છે એનો તુ દાખલો લે તું એકલો કંઈ નથી બિન્દુ એ સમુદ્રનો ભાગ છે, પણ બિન્દુમાં કાંઈ આખો સમુદ્ર સમાતો નથી તેમ કેવળ તારા અહંમા આખું વિશ્વ નથી સમાયુ વિશ્વના ચૈતન્ય સાથે એકતા સાધી પૂર્ણ જીવન તુ પ્રાપ્ત કરશે તો જ સાચી સુદરતા તને મળશે. તુ કેવળ તારી એકલી જાતમા રચ્યો પચ્યો રહીશ તો જુદા જુદા પ્રકારના બંધનોમા સપડાઈ જઈશ. એ જાતના જીવનનો મોહ ન રાખ પણ હુ–તુના ભેદભાવ ભૂલી પૂર્ણ જીવનનો–વિશ્વજીવન સાથે એકતાને ધબકતા જીવનનો અનુભવી થા

પૃષ્ઠ ૮૦. **યોગ.** હે પ્રભુ, તેં મારો સાથ ક્યારે છોડ્યો છે કે તારો યોગ કરવા, તને પ્રાપ્ત કરવા હું મથું ? તુ મારાથી જરા પણ દૂર નથી રહ્યો. અંતરમાં તેમજ બહાર સર્વત્ર તુ જ મારામા વ્યાપ્ત થઈ રહ્યો છે

કડી ૩. મને પીડા થાય છે તે ખરી રીતે જોતાં પીડા નથી. પણ મારા હ્રદયમાં તુ પુણ્યની, પવિત્રતાની મેખ મારે છે તેથી મને ખીલા વાગતા હોય એમ લાગે છે. આંખમાં આંસુનાં પૂર ઉભરાય છે તે સાચું જોતાં તારા જ અમૃતની વર્ષા વરસે છે.

કડી ૪. ઘડો પૂરેપૂરો પાણીથી ભરાઈ ગયો હોય તેમાં વધારે પાણી માઈ શકતુ નથી તેમ તુ મારા અંતરમાં સંપૂર્ણ રીતે વ્યાપ્ત થઈ રહ્યો છે. મારું હ્રદય તુમય થઈ રહ્યુ છે, પછી તને મેળવવા માટે બીજી સાધના કરવાની શી જરૂર છે?

કડી ૬. પ્રેમભાવે કરીને હું તારું સાયુજ્ય-સામીપ્ય-સંયોગ પામ્યો, તારો સાથ મેળવી શકયો. હવે પછી મારે બીજાં યોગ ઉપાસના વગેરે સાધનોની શી જરૂર છે? ભમરીના ડંખ ખમીખમીને ભમરીનું ધ્યાન ધરતો ધરતો કીટ આખરે પોતાનો દેહ ભેદીને ભ્રમરરૂપ બની ઊડી જાય છે, તેમ તેં મોકલેલી વેદનાના ડંખ ખમીખમીને હું તુમય થઈ ગયો છું. તેં મારો સાથ કદી તજ્યો નથી.

પૃષ્ઠ ૮૨. એક જ તારી ઓથ. હે પ્રભુ! એક તુ જ મારો આધાર છે, તુ જ મારૂં જીવન છે, તારા સિવાય બીજું બધું ખાલી છે.

કડી ૨ તારા વિના પૃથ્વી, સાગર આદિ તારી રચના નકામી છે. એ તો તારી રચનાની રમત માત્ર છે ચેતનના આધાર વિના જડ વસ્તુ જેમ કેવળ નિષ્ક્રિય રહે છે, તેમ તારા વગરનું અંતર પણ તદ્દન ખાલી ભાસે છે. મને માત્ર તારો જ આધાર છે.

કડી ૪. સમુદ્રને તરી જવા કોઈ વહાણમાં બેસે અને વહાણ તરી જાય, તેમ સંસાર સાગરને તરવા મેં બાહ્ય સાધનો અજમાવ્યાં પણ તે સર્વ નિષ્ફળ નીવડ્યાં ઈશ્વરના નામનો તરાપો મળે તો જ સંસારસમુદ્ર તરી શકાય. ઈશ્વરભક્તિ વડે જ મોક્ષપદની પ્રાપ્તિ થઈ શકે

પૃષ્ઠ ૮૭. ઊડવાં આઘાં આઘાં રે. અંતિમ પદની પ્રાપ્તિ કરવા માટે આધ્યાત્મિકતાના પ્રદેશમાં ઘણે આઘે પ્રવાસ કરવાનો છે. સંસારના માર્ગોથી બહુ દૂર પ્રભુના પંથે જવાનું છે.

કડી ૫ વિહંગો-પક્ષીઓ આઘે આકાશમાં ઊડે છે ને જેમ જેમ એ દૂર ઊંચે ઊડે છે તેમ તેમ દિગંત (દિશાનો છેડો) દૂર હઠતી જાય છે. જેમ જેમ આધ્યાત્મિકતાના પ્રદેશમાં આગળ ને આગળ પ્રવાસ કરતા જઈએ છીએ તેમ તેમ તેની સીમા આઘી ને આઘી જતી જાય છે. સાચા સુખરૂપી પતંગ બહુ ઊંચે ઊડી રહ્યો છે તેનો દોર હાથમાં શી રીતે આવે?

કડી ૮ આશાનું રહેઠાણ બહુ દૂરના પ્રદેશમાં છે-બહુ દૂરની વસ્તુની આશા રાખી છે ને પ્રાણને પણ બહુ દૂરનો પ્રવાસ કરવાનો છે આત્માને એ આધ્યાત્મિકતાના દૂર પ્રદેશમા ઉડાવતા પ્રેમ ને કલ્યાણની પ્રાપ્તિ થશે

પૃષ્ઠ ૯૦. **અનિર્વાચ્ય પરમતત્ત્વ.** કડી ૨ વેદ, પુરાણ, કુરાન, અવસ્તા આદિ જે રીતે ઈશ્વરની ઓળખાણ આપે છે તે રીતે હું એનુ સ્વરૂપ લોકોને સમજાવુ છુ પણ જેમ અક્ષર ન હોય ને માત્ર કાનો માત્રા લખ્યાથી કોઈ વર્ણ-ઉચ્ચાર કરી શકાય એવો વર્ણ નીપજતો નથી, તેમ તુ કેવળ અગોચર છે તેને વાણી જેવા અપૂર્ણ ને બાહ્ય સાધનો વડે શી રીતે સમજાવી શકું?

પૃષ્ઠ ૯૩. **અગમની ઓળખ.** ઈશ્વર અગમ્ય છે એ મનુષ્યની કલ્પના કે બુદ્ધિમા આવી શકતો નથી એવા અગમ્ય તત્ત્વની સમજણ, હે સંતો, કોણ આપી શકે?

કડી ૪-૫ તારા, સૂર્ય, ચન્દ્ર, સમુદ્ર, પૃથ્વી આદિ ઈશ્વરની વિભૂતિઓ છે પણ એ કોઈ ઈશ્વરનુ સ્વરૂપ સમજાવતા નથી હમેશા મૂંગાજ રહે છે લાખો નામે લોકો એની પૂજા કરે છે, પણ એ પોતાનુ રહસ્ય ખોલતા નથી મનુષ્યના અંતરમા ઈશ્વરનુ ચૈતન્ય ઝળકી રહ્યુ છે પણ બહાર તો માટીની કાયા જડ દેહ જ છે એ અંદરનુ ચૈતન્ય જાણકાર જ સમજી શકે છે પાટી પર અક્ષરો લખાયા હોય તે જેને અક્ષરનું જ્ઞાન હોય તે જ ઓળખી શકે છે, પાટી જાતે એનો ઉચ્ચાર કરતી નથી, તેમ પ્રકૃતિના તત્ત્વો ઈશ્વરના સદેશાવાહક છે, પણ એ જાતે એ સંદેશા ઉચ્ચારી બતાવતા નથી, જેને એ સંદેશા વાચી શકનાર જ્ઞાનચક્ષુ હોય તે જ એ સમજી ને સમજાવી શકે છે

પૃષ્ઠ ૯૫. **માલિકને દરબાર.** કડી ૩-૪ ઈશ્વરને ઢૂંઢતા ઢૂંઢતા, વ્રત, તપ, યાત્રા આદિ કરતા કરતા મારી આખ પણ થાકી ગઈ એના વિષેની વાતો સાભળતા મારા કાન બહેરા થયા અને એના વિષેના જ્ઞાનનો ભાર એવો જબરદસ્ત થઈ ગયો કે તેના બોજા હેઠળ હુ કચડાઈ ગયો છું હવે મારા પગ ચાલી શકે એમ નથી ઈશ્વરને પ્રાપ્ત કરવાના બાહ્ય સાધનો ઉલટા ઉપાધિરૂપ થઈ પડ્યા મને દિવ્ય સંદેશ સંભળાય છે કે એ બધા બહારના શણગાર તુ ફેંકી દે એ તો અમથો ભાર છે સૂર્યની વચ્ચે આવનારા વાદળ જેવા એ ઉપાધિરૂપ છે શુદ્ધ સ્નેહભાવે, નિર્મળ ભક્તિ વડે તુ ઈશ્વર પાસે આવ" એ સંદેશ સાંભળી મેં એ ભાર છોડી દીધા છે બાહ્ય સાધનો ઉપાધિથી હવે હું મુક્ત બન્યો છું હવે હે સંત પુરુષો, મને પ્રભુની પાસે લઈ જાઓ

પૃ ૯૭ **સ્વયંપ્રકાશ.** હે જીવ તુ સ્વયપ્રકાશ–તારા પોતાના તેજે પ્રકાશતા જ્યોતિરૂપ છે તારે કોઈ બીજાના પ્રકાશની જરૂર નથી

કડી ૪–૫ મનુષ્ય ઊંઘી જાય છે ત્યારે એની આખ અધારાથી છવાઈ જાય છે બહારનો પ્રકાશ મળતો એને બંધ થઈ જાય છે, તેમ છતા ઊંઘમા સ્વપ્નો એ જુએ છે તેને ક્યાંઈ પારકા તેજની જરૂર પડતી નથી એને પોતાનુજ તેજ મળી રહે છે એ રીતે આત્મા એકનો હોય–બહારનો કોઈ પ્રકાશ એને મળતો ન હોય, તો પણ એ પ્રકાશરૂપ હોવાથી સહેજમા એને જ્ઞાનનો પ્રકાશ મળી રહે છે ઊંડા અધકારથી ભરેના આકાશમા તારાને પ્રવાસ કરવાનો હોય છે પરતુ પોતાના જ તેજ વડે અધારાને દૂર કરી એ આકાશના સત જેવા તારા પ્રવાસ કરે છે એને કોઈનો આધાર લેવો પડતો નથી એજ રીતે આત્માને પ્રવાસ કરવાનો માર્ગ અધકારથી ભરેલો હોય તોપણ એ પોતાના જ તેજ વડે તેને અજવાળીને આગળ વધે છે એને પરપ્રકાશની જરૂર નથી

પૃ ૧૦૩ **નવપ્રકાશ.** ઈશ્વરના સ્વરૂપનુ દર્શન બરાબર થતુ નથી પણ જાણે એક ચમકાર આવીને જતો રહેતો હોય એમ કોઈક વાર એનો પ્રકાશ હૃદયને સ્પર્શીને જતો રહે છે

કડી ૨ હુ રાત ને દિવસ સૂઈ રહ્યો અજ્ઞાનના અધારામા પડી રહ્યો સાચા સ્વરૂપનુ મને દર્શન ન થયુ પણ વાદળાઓ પરસ્પર અથડાઈને પોતાને થતુ વેદન દુ ખ ગર્જના કરી પોકારી ઊઠે છે, ત્યારે વીજળીનો ઝબકાર થાય છે, તેમ સસારના દુ ખાનુભવે મારુ હૃદય કોઈક વાર આર્દ્ર બને છે ત્યારે ઈશ્વરના સ્વરૂપનો વીજળી જેવો ઝબકાર મારા હૃદયને ઘડીભર અજવાળી જાય છે

કડી ૪ જેમ વીજળીને પકડીને ભૂમિમા ઉતારવા તાર રખાય છે, તેમ એવા ઘડીમા ઊડી જનારા એ ઝબકારની પાખો બાધવા માટે મને કાંઈ પ્રેમનો તાર લાવી આપો ! જરા દર્શન દઈ અદૃશ્ય થઈ જતા ઈશ્વરને સદા માટે બાધી રાખવા મને કોઈ પ્રેમમાર્ગનુ જ્ઞાન આપો પછી ક્ષણભર ઝબકાર કરી એ ઊડી જનારાને હું મારા હૃદયમા બાધી રાખીશ પછી એ ઝબકારો કરી ક્યા ઊડી જવાનો હતો ?

પૃ ૧૦૫ **અમૃતપાત્ર.** હે જીવ, તુ શુદ્ધ ચૈતન્યરૂપ છે આ દુ ખાદિથી ભરેલા માયામય જગતમા ફસાઈ અજ્ઞાનમાં સપડાઈ રહ્યો છે તે છાડી દઈ તારા સાચા સ્વરૂપનો ખ્યાલ કર

કડી ૨ ૩–૪ તારુ હૃદય એ ઈશ્વરનુ મંદિર છે તારે પાચે ઈન્દ્રિયો એ ત્યાં જવા સારુ પાચ બારીઓ છે અને એ ઈન્દ્રિયો વડે ગ્રહણ થતા શબ્દ રસ રૂપ ગંધ

સ્પર્શ વગેરેના વિષયો એ સંસારની લીલાઓ છે દેવને દૂધ દહીં મધ આદિ પચામૃત ધરાવાય છે તેમ એ પાચે ઈન્દ્રિયો વડે થતુ જ્ઞાન તુ તારા હૃદયમાં ધારણ કરી તુ ઈશ્વર પધારે ત્યારે તેને ચરણે ધરાવજે કારણ કે જ્યારે એની સ્વારી આવશે ત્યારે બીજું તુ શુ એને સમર્પણ કરી શકશે ? અર્થાત્ સુખોપભોગના સર્વ વિષયો તુ ઈશ્વર ચરણે ધરી દે તને પ્રાપ્ત થએલુ માનવજીવન એ કંઈ પાપના પરિણામ રૂપ નથી, તેમજ નથી એ ફૂલની પથારી જેવુ એશઆરામ કરવાનુ સાધન માત્ર પણ પુણ્યનુ અમૃત ભેગુ કરી કરી ઈશ્વરને ચરણે મૂકવા માટેનુ એ સાધન છે.

કડી ૫ દરેક તીર્થમા નારાયણ-પ્રભુ-વસે છે દરેક સ્થળે પ્રભુનો વાસ છે એમ માની તારા ભમતા મનને સ્થિર કર

પૃષ્ઠ ૧૦૭, **દ્વિરંગી જ્યોત.** કડી ૧-૨ આ માનવજીવન દોરગી છે એક દૃષ્ટિએ જોતા એ દુ ખ ને વિપત્તિથી ભરેલુ ભાસે છે બીજી રીતે જોતા એ શુદ્ધ ચૈતન્યરૂપ ઈશ્વરના અંશ સમુ છે જીવનની અમર જ્યોત અખડ પ્રકાશે જાગે છે, છતા એ વેદનાથી ધ્રૂજે છે, સતાપ સહન કરે છે

સોના સરખા દેહરૂપી કોડિયામા પ્રેમામૃત રૂપી તેલ પૂર્યું છે, જ્ઞાનના કિરણોની વાટ ગૂથીને બનાવી છે અને પછી વેદનાના-દુ ખના ભડકે તેને સળગાવી છે એવી જાતની જીવનની અમર જ્યોત જગતમા પ્રકાશી રહી છે અદર તો પ્રેમરૂપી અમૃતનો રસ છલકાઈ રહ્યો છે, પણ ઉપર દઝાડે એવી ઝાળ હોય છે બહારથી વિપત્તિજ દેખાય છે, પણ અંદર ઊતરીને જોતા એ પ્રેમનોજ પ્રભાવ છે એમ જણાઈ આવે છે દિવેટ તેલ પીએ છે તો એને બળવુ પડે છે, તેમ હૃદયમા પૂરેલા પ્રેમામૃતને ચાખનારા સતોને વિપત્તિની ઝાળે દાઝવુ પડે છે સંતનો પંથ એવો કપરો છે

કડી ૫ આ બળવાનુ ક્યા સુધી રહેશે ? આ વિપત્તિ ક્યા સુધી સહન કરવી પડશે ? એવા પ્રશ્નો નકામા છે કારણ કે બળવાનુ જતુ રહેશે તો પ્રકાશ પણ આથમી જશે તેજ રીતે વેદના લુપ્ત થઈ જતા જીવન પણ નહિ ટકી શકે બે એકબીજા સાથે એવા સમ્બન્ધેના છે કે એકનો નાશ થતા બીજાનો પણ નાશ થાય છે

પૃષ્ઠ ૧૦૯ **અજવાળિયાં.** અજ્ઞાનના અંધકારમા દટાઈ રહેલા આત્માને આજે જ્ઞાનનો પ્રકાશ મળ્યો ને અદૃશ્યના-પ્રભુના દર્શન થયા આજે આંખે અજવાળા ઊગ્યા

કડી ૨ આકાશના ભૂરા પોપચા પર જેમ વાદળ ઢંકાઈ જાય છે પણ અંતે સાત રંગ વડે શોભતુ એનુ ભવુ ઊપડે છે અર્થાત્ સપ્તરંગી ઈન્દ્રધનુષ્ય પ્રગટે છે.

ત્યારે આકાશમાં રંગની અનેરી લીલા છવાઈ રહે છે; તેમ અજ્ઞાનના આવરણે જીવ સાચા સ્વરૂપનુ ભાન ભૂલી માયામા ભટકે છે, પણ સત્ય જ્ઞાનનો પ્રકાશ પામતાં એ નિજસ્વરૂપનો સાચો અનુભવ મેળવે છે આજે એવા સત્ય જ્ઞાનનો પ્રકાશ મને સાપડ્યો છે

કડી ૪ સાતે સ્વર્ગનાં તેજ આપણી એક જ આખમા છુપાએલા છે પણ એ આંખ પર જગતની-માયાની પાદડીનું આવરણ આવી પડ્યુ છે એ ખસી જતા એ અનંત પ્રકાશની પ્રાપ્તિ સહેજે થાય છે

કડી ૬-૭ એ નવદૃષ્ટિના-જ્ઞાનમય ચક્ષુના-અદ્ભુત તેજ મેઈ કે જોયા ને એને જેરવ્યા પ્રભુનું સૌંદર્ય એક જ દાણા વડે-કેવળ માયાના આવરણે-ઢંકાઈ રહ્યુ હતુ એ આવરણ જતુ રહેતા ઈશ્વરની સુદરતા સહેજે સાપડી ગઈ ગંગાસ્નાન વડે જેમ પાપો ધોવાઈ જાય છે, તેમ આત્માની આખ દુ ખાનુભવથી આવતા અશ્રુઓનુ સ્નાન કરીને નિર્મળ બની છે, અને હવે જ્ઞાનના એકે એક કિરણે ભરપૂર આનંદ મળી રહ્યો છે

પૃષ્ઠ ૧૧૩. **પ્રણવશક્તિ.** ઓમકાર-પ્રણવમંત્રનો જાપ એ ઈશ્વરોપાસનાનુ એક અંગ છે એના જપ વિના છૂટકો નથી

કડી ૨ તંબૂરાને જેમ તારો બાધ્યા હોય છે ને તારને છેડવાથી સૂર ઉત્પન્ન થાય છે તેમ શરીરરૂપી તંબૂરા પર ઓમના ત્રણ તારો-અ ઉ ને મ્ એ ત્રણ અક્ષરનો બનેલો શબ્દ-બાધી દે પછી એ તારો છેડી લો ઈશ્વરના દિવ્યગાનના સૂર એ પ્રગટાવશે

પૃષ્ઠ ૧૧૫. **વલોણું.** કડી ૫ આ આખા બ્રહ્માડનુ વલોણુ ચાલી રહ્યું છે એનો નેતરા વિશ્વના સર્વે પદાર્થો તાણી રહ્યા છે સૂર્ય ને ચન્દ્ર, પૃથ્વી ને ધ્રુવનો તારો, અનંત આકાશમા ઘૂમી રહેલા નક્ષત્રો એ સર્વ એ વલોણુ ખેંચી રહ્યા છે બધાને એ અપૂર્વ નાદ લાગ્યો છે વિશ્વના સર્વે પદાર્થો એક બીજાને ખેંચી રહ્યા છે એ ગુરુત્વાકર્ષણનો મહા નિયમ જાણીતો છે એ આકર્ષણ સર્વવ્યાપી છે

પૃષ્ઠ ૧૧૭. **મારે દ્વારે.** મારો પ્રભુ મારે બારણે આવીને ઉભો છે હું મૂંઝવાઈ ગયો છું એ તો સમસ્ત વિશ્વનો સ્વામી છે હું રંક, કંગાળ છું હું એને શું આપું ?

કડી ૨. પ્રભુ કહે છે, મેં જ તારી આવી દશા કરી છે મેં પોતે જ તને કંગાળ બનાવ્યો છે કારણ કે મને રંકને માટે પ્રેમભાવ છે આખી દુનિયા સભર ભરેલી દેખાય છે, પણ તારા વિના એ નકામી છે દુનિયાને તારી પણ જરૂર છે

નાના સરખા પાદડાનુ અસ્તિત્વ પણ નિષ્પ્રયોજન નથી તુ ભલે કંગાળ હો, તારી દુનિયાને જરૂર છે, એમ ન હોત તો તારી હયાતી જ ન હોત અને એથી તારે માટે, તને મળવા, તારે દ્વારે હુ વારંવાર આવુ છુ ને ટાઢ તડકો ને વરસાદ વેઠી તારા બારણા આગળ વાટ જોતો ઊભો રહું છું

પૃષ્ઠ ૧૧૯. **સર્વગોચર.** ઈશ્વર એક રીતે અગોચર છે ઈન્દ્રિયો વડે એનો અનુભવ થતો નથી એ ક્યાય દેખાતો નથી પણ બીજી રીતે જોતા એ સર્વ ગોચર છે બધેજ એ દેખાય છે હું જ્યા જ્યા નજર કરું છુ ત્યા ત્યા હે પ્રભુ, તુ જ જણાય છે આ વિશ્વની વાડીમા સર્વત્ર તુ જ ખીલી રહ્યો છે. સંધ્યા, ઉષા, સૂર્ય, ચન્દ્ર, પુષ્પ ને પ્રત્યેક પ્રાણીમા તુ જ વસી રહ્યો છે

કડી ૩ અનંત આકાશમા અધારી રાતે તારાના દર્શન સહુ કોઈ કરી શકે છે એ બીજું કાઈ નથી પણ રાત્રિના ઘોર અધકારમા પણ જણાઈ આવતી તારી દિવ્ય, અલૌકિક ચરણરજ અર્થાત્ પગની ધૂળ છે એ તારાનુ તેજ તારા ચરણનુ ભાન કરાવે છે

પૃષ્ઠ ૧૨૧. **આત્માનંદ.** કડી ૧ હૃદયમા ભક્તિભાવનો ચદ્ર ઊગતા સર્વત્ર પ્રેમામૃત રેલાઈ રહે છે ને આનંદ આનંદ વ્યાપી રહે છે જ્યા સ્નેહની સુવાસ સ્ફુરે છે ત્યા આખી સૃષ્ટિ સુગંધિત બને છે પણ સૃષ્ટિમા પોતાની કોઈ સુગંધ નથી એ સુગંધ તો મનુષ્યના પોતાના હૃદયની છે સૃષ્ટિના જડ પદાર્થોમા કોઈ પોતાના ગુણ નથી એ તો આપણે પોતે આરોપેલા ગુણો એમા દેખાય છે

કડી ૩ જીભને જે ગળ્યા તીખા ખાટા વગેરે રસોનો આસ્વાદ આવે છે તે ખરી રીતે જોતા જીભના પોતાના ગુણ પર આધાર રાખે છે એનામા પોતા નામા સ્વાદ લેવાની શક્તિ ન હોય તો સૌ રસો નકામા છે તેમ જે હૃદયમા સ્પદન–ધબકાર ન થાય, જે ચેતનવતુ ન હોય પણ કેવળ શૂન્ય જડ જેવુ બન્યુ હોય, તે શો રસ લૂટી શકે ? તેને પ્રભુના પ્રેમામૃતનો સ્વાદ ક્યાથી આવે ?

કડી ૫ જે આખમાથી તેજના કિરણો ફૂટે નહિ, જેમાથી નૂર વહે નહિ, તે આખો આધળીજ ગણાય અજ્ઞાનીને ચૈતન્યના આનદનો કદી અનુભવ મળે નહિ મારે ખભે હું આખા જગતનો ભાર હસતે મુખે આનદથી ઉપાડી લઉ છુ, કારણ કે મારા હૃદયમા પ્રભુનો આનંદ ભરપૂર ભરેલો છે

પૃષ્ઠ ૧૨૩. **માલિકની મહેર.** હે પ્રભુ, તારી મહેર સર્વ સ્થળે છાઈ રહી છે એક અણુ માત્ર પણ તારી કૃપા વિનાનુ નથી તારી કૃપાના અમૃત વડે સર્વ કોઈ ખીલી રહ્યુ છે.

કડી ૪ જ્યારે આકાશ વાદળાઓથી છવાઈ ઘોર અંધકાર ફેલાઈ રહે છે, ત્યારે પણ સાત રંગે ચમકતુ ઇન્દ્રધનુષ્ય પ્રગટી આકાશમા રંગની રેલ રેલાવી મનુષ્યના હૃદયને આનંદથી ભરી દે છે તે જ રીતે જ્યારે માથે દુ ખના પહાડ પડે છે ત્યારે તુ તારી કૃપા પ્રસારી અમને ફરી આનંદનો ઉપભોગ કરાવે છે પ્રભુ, તારી કૃપા એવી છે

કડી ૬ તારી કૃપા, પ્રભુ અનંત છે એ કદી અટકતી નથી કરોડો વસ્તુ તુ આપ્યો જાય છે મારી સામે ભલે બ્રહ્માંડો આવીને ઊભા રહે તો પણ હુ ડરતો નથી કેમકે મારી શ્રદ્ધા છે કે તારી બાથ એ બધાને પહોંચી વળીને વધે એવી છે, તે તુ તારી કૃપાવડે મને ઉગારશે

પૃ૦ ૧૨૫ **ભક્તવીરની વાછા** કડી ૪-૫-૬ મેં આ હારજીતની લડાઈ શરૂ કરી છે ત્યા હવે પાછી પાની કર્યે હાથ પાછા ખેંચ્યે, નહિ ચાલે જો હુ હારી જઈશ તો આ જગત ને એક જન્મ ગુમાવીશ, ને જીતીશ તો તને મેળવીશ, અર્થાત્ જન્મમરણના ચક્રમાથી મુક્ત થઈશ ને સસાર તથા તેની માયામાથી છૂટી તને પ્રાપ્ત કરીશ હુ દુનિયાનો નહિ રહુ દુનિયા મારી નહિ રહે પણ હુ તારો થઈશ તુ મારો થશે એમ આ લડતમા હાર કે જીત ગમે તે મળે એમા બધી રીતે કલ્યાણ જ થવાનુ છે આધ્યાત્મિક બળે હુ માયાનો પટ ચીરી તારા દર્શન કરીશ આકાશને વીંધીને ને પાતાળને ફોડીને અર્થાત્ બ્રહ્માડના ભેદો ઉકેલીને હુ તારૂં તખ્ત ને તારો તાજ જીતી લઈશ હુ તારી પ્રાપ્તિ કરીશ તે વેળા તુ મને "માગ માગ" એમ કહેશે પણ હું શુ માગુ? તારૂ હૃદય એ મારૂ જ છે તુ પોતે જ મારો છે પછી મારે બીજું શું માગવાનુ રહ્યુ? હું તો તને જ જીતી લેવા માગુ છું

પૃ૦ ૧૨૭ **સતત વિશ્વવસત.** વસત ઋતુમા લોકો ફાગ ખેલે છે ને આનંદનૃત્ય કરે છે, તેમ આ વિશ્વમા પ્રભુ અનત ફાગ ખેલી રહ્યો છે

કડી ૨ લોકો ગુલાલ ઉડાવી લાલ રંગથી સૌને રંગી દે છે તેમ આકાશના ખભા પર ઊભા રહી સધ્યા ને ઉષા ગુલાલથી પોતાના આભ લાલ બનાવી નાખી રહ્યા છે વનમા ને વાગમા ફૂલની સુ ધથી આનંદિત થઈ પવન વાતો વાતો ગાન કરી રહ્યો છે અને આખુ વિશ્વ રંગમા આવી ગયુ છે પ્રભુ અનંત નૃત્ય કરી રહ્યો છે

કડી ૫ આદિથી અત સુધી જગત, પ્રગટ રીતે કે અપ્રગટ રીતે, અંદરથી તેમજ બહારથી ફાગરૂપ છે આખુ જગત એ ઈશ્વરની લીલા-રમત છે ફાગ ખેલતા હોળૈયા પીચકારી ભરીને મારે છે તેમ ઈશ્વરની લીલાની જ્ઞાનરૂપી પીચ

કારી ભરીને સાધુ સંતો જગતને તેનાથી ભીંજવે છે અર્થાત્ દુનિયામા ઈશ્વરના જ્ઞાન ને ભક્તિનો ઉપદેશ કરે છે ગુણીજનોએ આ અમર હોરી ઈશ્વરની આ અનંત લીના-ગાઈ છે, તેનુ રહસ્ય સમજાવ્યુ છે

પૃષ્ઠ ૧૨૯. **પ્રભુનાં તેડાં.** કડી ૩-૪ હે પ્રભુ, તુ ક્યારે તારો વીજળી રૂપ સદેશો મોકલશે ? ક્યારે આ તારા આકાશની પાટી પર એ સદેશાના અક્ષરો મને સ્પષ્ટ રીતે વંચાશે ? તુ તારુ તેડુ મોકલી મને તારી પાસે બોલાવી તારા સાચા સ્વરૂપનુ ભાન ક્યારે કરાવશે ? વાદળા ખસી જઈ આકાશ ખુલ્લુ થાય છે તેમ સંસારની ઉપાધિઓ સરી જઈ અદૃશ્ય દ્વાર-મરણોત્તર પરલોકના જીવનનુ દ્વાર ઊઘડશે ત્યારે લાખો સૂર્યોના તેજ ઝબૂકશે તારુ જ્યોતિર્મય રૂપ મને જોવા મળશે, ત્યારે જ મારી આખ ઠરશે (મરણ વેળા આખ ઠરી જાય છે તેનો અહીં ધ્વનિ છે ) ત્યારે જ મને આનદ મળશે

પૃષ્ઠ ૧૩૧. **દૂર જતા ડગલાં.** આછા આછા પ્રકાશ-પ્રભુના તેજો મય રૂપનો આવે છે ને ધરીમા અદૃશ્ય થઈ જાય છે એવા આછા ચમકાર કરી હૃદયમા તનસાટ ઉપજાવે છે મારો દીવો હવે ઝુમાય છે, ત્યા વહાના સ્વજનો ! મને જીવતો રાખવાનુ કરીને શા માટે સતાવો છો ? હવે જવા દો

કડી ૩ મારા આત્માને એના વરમા પાછો પધરાવવા તેનુ આગણુ લીંપી ગૂપીને તૈયાર કર્યુ છે પ્રભુને મળવાની બધી તૈયારી થાય છે તેને મળવા માટે મેં ઉત્કટ સ્વપ્નો સેવ્યા છે મારી આખ તેને જોવા-એ અગોચર પ્રદેશ તરફ-હુ તાકી રહ્યો છુ હવે મારે પાછુ ફરીને જોવાનુ શી રીતે બને ? પ્રભુ પ્રત્યે જ નિરતર હુ ખેંચાઈ રહ્યો છુ ને ત્યાજ હવે હુ જાઉ છુ હવે હુ સસાર તરફ પાછી દૃષ્ટિ શી રીતે કરી શકુ ? મને શા માટે હજી બોલાવી-બોલાવીને થોભાવો છો ?

પૃષ્ઠ ૧૩૩. **દૂરની ઘટડી** દૂર, અગોચર ધામમાથી નિમત્રણનો નાદ સભળાય છે રૂપેરી ઘટડી જેવો એ મધુર અવાજ અનન્તતાના માર્ગેથી ધીરે ધીરે આવતો મને સભળાય છે હૃદયમા ને બહાર એના પડઘા પડે છે

કડી ૨ સૂરજના માર્ગમા સંધ્યા પુષ્પો પાથરે છે, એટલામા રાત્રિ અજન આજેલી પોતાની આખ ઉઘાડે છે જીવનનો સાન્ધ્ય સમય આવી ગયો છે રાત્રિ પણ પડવા આવી છે ત્યા કાળની પાખમા ટાગેલી તારારૂપ રૂપેરી ઘટડીઓ-અનંતતાનુ સૂચન કરતી-પાસે આવતી સભળાય છે

કડી ૩-૪-૫-૬ દેવના ઉદ્યાનોનુ સ્મરણ કરાવતા ઉષાના સ્વપ્નો સરી ગયા પ્રભાત કાળના આકર્ષક ચિત્રો પણ અદૃશ્ય થઈ ગયા મધ્યાહ્નને શિખરે

પહોંચી તેજસ્વી અશ્વો હવે શાંત થઈ ગયા છે, ને હવે સન્ધ્યાકાળ-પવિત્ર ને શાંત સાન્ધ્ય સમય આવ્યો છે. અનેક આશા ને કોડથી ભરેલો બાલ્યકાળ, સિદ્ધિએ વડે શોભતો તારુણ્યનો સમય જતો રહ્યો છે. જીવનની હવે શાંતિ ભરી સંધ્યા આવી પહોંચી છે. પ્રેમની ને જીંદગીની મહેમાની હું પૂરેપૂરી ભોગવી ચૂક્યો છું. પગમાં કેટલીક વાર કાંટા ભોંકાયા છે તો કોઈક વાર હાથમાં ફૂલ પણ આવ્યાં છે. અર્થાત્ સંસારનાં સુખ ને દુઃખ બંનેનો મને અનુભવ મળી ચૂકયો છે. આ માટીની કાયામાં પ્રાણનો તેજસ્વી પ્રકાશ પૂર્યો છે. દીવો ફૂટી જતાં દીવો-પ્રકાશ-જેમ જતો રહે છે તેમ આ માટીની કાયા પડી જશે ત્યારે ભલે પ્રાણ પણ અદૃશ્ય થઈ જતો. ભાગ્યયોગે મારે ભાગે જે જે આવ્યું તે સૌ મેં ભોગવી લીધું. ઈશ્વરે સુખ દુઃખ જે કંઈ આપ્યું તે બંને હાથે-વગર આનાકાનીએ, સહર્ષ મેં સ્વીકારી લીધું. જીવનના નાવમાં બેસી સંસારસમુદ્ર તરતાં મેં મારે ભાગે જે જે ફરજો આવી તે સર્વ બજાવી. હવે એ નાવ ડૂબે છે. પણ ત્યાં તો મારો પ્રભુ આવીને મારો હાથ પકડી લે છે. પ્રભુ મને મરણનું દ્વાર ઓળંગાવી અનંતતાને પંથે પોતાની પાસે લઈ જાય છે. મૃત્યુ પામ્યા પછી મારો કંઈ સર્વથા વિનાશ નહિ થાય. આ દેહનો પાર્થિવ તત્ત્વ પૃથ્વીમાં સમાઈ જશે, ને પછી ધરતી માતા એ તત્ત્વોને ફૂલ'વરીકે ઉગાડશે. મારો તેજસ્વી પ્રાણ કોઈ નવીન તારારૂપે આકાશને ઉજાળશે. મારાં રચેલાં ગીત વસંતના હૃદયમાં-સહૃદય ને સચેતન આત્મામાં-નવા ફાગ ઉડાવશે, નવીન ભાવના ને નવો આનંદ પ્રગટાવશે, ને એ રીતે જ મેં જીવનભર સેવેલી આશાઓ સિદ્ધ ને ફળવતી થશે.

કડી ૮. જતી વખતે હું શું આપી જાઉં? ગુર્જરીનો કંઠ બહેલાવવા ને શોભાવવા મારાં રચેલાં આ ગીતોની મોતનમાળા છે. મારાં ગુર્જર બહેનો ને બંધુઓ માટેનો આ મારો નિર્મળ પ્રેમ છે, પરમાત્મા પ્રભુને તો આ મારો આખો આત્મા જ આપી દઉં છું. હવે મને ઘેર જવાની-ઈશ્વરના ધામમાં જવાની, મારું શુદ્ધ મૂળ ચેતન સ્વરૂપ પામવાની તીવ્ર ઇચ્છા જાગી છે. મારા એ ઘરની, ઈશ્વરના તેડાની, મારા શુદ્ધ ચેતનરૂપને પ્રાપ્ત કરવાના આવાહનની મીઠી ઘંટડી વાગી રહી છે. બહેનો ને બંધુઓ! મારી છેલ્લી સલામ!

જ્યોતીન્દ્ર હરિહર દવે, એમ. એ.

# સૂચિ

(પ્રથમ પંક્તિઓની) પૃષ્ઠ

